# નિવેદન.

જગતના મહાન સત્યગ્રહી, ઇસ્લામના તારણહાર હઝરત ઇમામ હુસયન અ૦ અને તેમના વીર સાથીઓનો હૃદયભેદક ઇતિહાસ, સત્યશોધકો માટે માર્ગ દર્શકની ગરજ સારે છે. એ મહાત્માઓના બળિદાનો અજોડ હતાં અને રહેશે કરબલાના ભયંકર અત્યાચારો વચ્ચે તેઓએ બતાવેલી વીરતા, ધીરજ, સહનશકિત, વફાદારી ઈત્યાદિ અસાધારણ હતી. એ વીરાત્માઓની આહુતિથીજ ઇસ્લામની નૌકા પાર ઉતરી

એ કરૂણાત્મક ઇતિહાસનો—સ્વ ભાઈ જાફરઅલી 'અસીર'-ની તેજસ્વી કલમે થયેલો અનુવાદ જનતા સમક્ષ રજુ કરીયે છીયે પુસ્તકના પૃષ્ઠ ૧૭ થી પૃષ્ઠ ૧૯૫ સુધીનુ લખાણ સ્વ. જાફરઅલી 'અસીર'ની કલમે લખાયેલું છે. ત્યારપછી બાકીનું લખાણ 'અસીર' સંજોગવશાત પુરૂં કરી ન શકયા; એટલે બાકીના પૃષ્ઠ ૧૯૬ થી (સમાપ્તિ) સુધીનો અનુવાદ ભાઈ ગુલામહુસેન મામદ 'સગીર' એ શ્રમ લઈ નિસ્વાર્થપણે કાર્યાલય માટે કરી, પ્રકાશનનાં ફ્રી કોપીરાઇટસ લખી આપીને અમને આભારી કર્યા છે.

આએ પુસ્તક જનતાને ઉપયોગી નીવડતાં અમારો પ્રયાસ સાર્થક થયેલું માનીશું.

કાર્યવાહકો,
'અસીર' સાહિત્ય કાર્યાલય.

શરીઅતમદાર. હુજ્જતુલ ઇસ્લામ,—



મૌલાના શેખ મોહમ્મદ હસન ઇબ્ને શેખ અબુલ કાસીમ, મુજતહેદ, 'નજફી.'

(મુંબઈની ખોજા ઈસ્નાઅશરી મસ્જીદના પેશનમાઝ.)


કુસય
અબ્દેમનાફ
મુત્તલિબ
હાશિમ
ઉમય્યાં
અસદ
અબ્દુલમુત્તલિબ
હર્બ
ફાતિમાં*
અબૂતાલિબ
અબ્દુલ્લાહ
અબૂસુફયાન
હ૦ અલી અ૦
હ૦ મોહમ્મદ અ૦
મોઆવિયા
ફાતિમા સ૦ અ૦
ઇમામ હસન અ૦
ઇમામ હુસયન અ૦
યઝીદ

* હ૦ અલીની માતા.

"કહો કે મારી પ્રાર્થનાઓ, મારી કુરબાનીઓ, મારૂં જીવન અને મારૂં મૃત્યુ સૌ સકળ જગતના રબ માટે છે. તેનીજ આજ્ઞાઓ આગળ હુ નમુ છું અને તેની સાથે કોઇને ભાગીદાર ઠરાવવો નથી અને એમ કરવાની તેણેજ મને આજ્ઞા કરી છે અને તેની મરજીને અનુસરવામાં હું સૌથી આગળ વધેલો છું."

પવિત્ર કુરઆન.

"જે લોકો અલ્લાહના માર્ગે કત્લ કરી નાખવામાં આવ્યા છે તેઓને કદી કદી પણ મૃત્યુ પામેલા ધારજો નહીં, બલ્કે તેઓ જીવતા છે અને પોતાના રબ પાસેથી રિઝક પામે છે. અલ્લાહે પોતાના ફઝલથી તેઓને જે કૈં આપ્યું છે એથી તેઓ ખુશ છે."

(પવિત્ર કુરઆન)

## યઝીદીઓને—

આવા ઘોર અત્યાચારોથી તમે હુસયનને યઝીદની સામે નમાવી શકશો એવી તમારી ધારણા ભુલ ભરેલી છે. દુન્યાના બધા સંકટો એકી વખતે મારી ઉપર તુટી પડનાર હોય તોય હું મારા નિશ્ચયમા અડગ રહીશ. દુન્યાની બધી સત્તાઓ એકત્ર થઇને પણ હુસયનને યઝીદની સામે નમાવી શકશે નહીં. હું અલ્લાહુનેજ માટે જીવું છું ને તેના માટે પ્રાણ પણ આપીશ. અલ્લાહુને માટે મારૂં સર્વસ્વ લુટાવીશ, દુન્યાને ઠોકર મારીશ પણ દુન્યાને માટે અલ્લાહુને નહીંજ.

(હુસયન અલૈહિસ્સલામ.)

"ચૌદમી સદી"માંથી

# સર આપી એ સરદાર થયો.

એનો જગતમાં જયકાર થયો.
સર આપી એ સરદાર થયો.

એના ઉરના અરમાન જુઓ. એ બળિયાનું બલીદાન જુઓ.
ભુખ પ્યાસ મહીં પણ ધ્યાન જુઓ; કીધું છે ઘર કુરબાન જુઓ;

ઉમ્મતનો એ આધાર થયો.
સર આપી એ સરદાર થયો.

સામે ચમકે શમશીર જુઓ, ઉભો વચમાં રણધીર જુઓ:
વરસે છે ઝેરી તીર જુઓ; એના અંતરની ધીર જુઓ;

ઉજ્વળ એથી સંસાર થયો.
સર આપી એ સરદાર થયો.

શું એ રણમાં નિરધાર હતો? મઝલુમ હતો? લાચાર હતો?
શું એ પરવા કરનાર હતો? શું મોતથી એ ડરનાર હતો?

એ મરી વિજયવરનાર થયો.
સર આપી એ સરદાર થયો.

એ વાત છે એનો તોલ હતો, જે જીવનથી અણમોલ હતો,
એ બોલ તણો શું તોલ હતો? અલ્લાહની સાથે કોલ હતો,

એ કોલ પુરો કરનાર થયો.
સર આપી એ સરદાર થયો.

કોઇ વિરલા વાત વિચારે છે, મેદાન મરીને મારે છે,
કોઇ બળિયા બાજી હારે છે: ઇસ્લામની નૈયા તારે છે;

એ ડુબ્યો ડુબી પાર થયો.
સર આપી એ સરદાર થયો.

આગળની આજે આન નથી, એ બળિયા એ બલિદાન નથી,
વાતો છે પણ એ શાન નથી, છે દેહ ભલે પણ જાન નથી,

તુટી છુરી હરતાર થયો.
સર આપી એ સરદાર થયો.

કોઇ નવહાં ? ર જગાવી દયો, આળસની નીંદ ઉડાવી દયો,
નિજ દિલથી દિલ મીલાવી દયો; બગડી છે વાત બનાવી દયો:

ઇસ્લામ તણા આધાર બનો.
સર આપો ને સરદાર બનો.

"શયદા"

"સત્યનં વેદીપર" માટે ખાસ રચનાર, "બે ઘડી મોજ" ના તંત્રી બાઇ શ્રી. "શયદા."

# કરબલાનાં ઇતિહાસીક બનાવ વિશે કેટલાક ગૈર મુસ્લિમો.

...ઇમામ હસન અને હુસેને સત્યની ખાતર પોતાનો જીવ ખોયો...

લેખ "સત્ય" મહાત્મા ગાંધી.

.........હુસેન અને તેમના સાથીઓને જે અન્યાય જણાયો. તેને વશ થવાનું જ્યારે તેમને કહેવામાં આવ્યુ, ત્યારે તેમણે ઇન્કાર કર્યો. તે વેળા તેઓ જાણતા હતા કે તેમને ભાગે મરણજ છે. જો તેઓ અન્યાયને વશ થાય, તો તેમના પુરૂષાર્થને ઝાંખપ લાગે. તેઓ ધર્મહીન થાય. આ વેળા તેઓએ મરણ ભેટ સ્વીકારી. ઇમામ હુસેને પોતાને સારૂં પોતાના છોકરા તથા ભત્રિજા સારૂ મરણની ભેટ અને તરસ સ્વીકાર્યા, પણ તેઓ અન્યાયી શાસનને શરણ ન થયા. મારી માન્યતા છે કે ઇસ્લામની ઉન્નતિ ઇસ્લામની તલવારથી નથી થઇ. પણ ઇસ્લામના ફકીરોની આહુતિથીજ થઇ છે..........

લેખ "સત્યાગ્રહીનાં લક્ષણો" મહાત્મા ગાંધી.

. In a distant age and climate the *tragic scene of the death of Hosein will* awaken the sympathy of the coldest reader.

Edward Gibbon.

**ભાવાર્થ:-**

જુના સમયના જડ વાતાવરણુમા હુસયન (અ૦) ની શહાદતનો કરૂણુ ચિતાર કઠણુમાં કઠણુ હૃદયને પણ ખચ્ચિત પીગળાવશે...

એડવર્ડ ગીબ્બન.

...... Labouring under such extreme *anguish of mind from the* appalling spectacle of a murdred fanily, covered with wounds, deprived of water for so many days, and assailed by such multitudinous odds, as well as by distress and horror in every shape and *form*, he exibited such an example of courage and constancy as seemed to be beyond the scope of human prowess.. .

*Major Price*

**ભાવાર્થ:-**

કુટુંબીઓની એક પછી એક થયેલ કત્લના ભયંકર દ્રષ્યથી ઉપસ્થિત થયેલી અસહ્ય મનોવેદના, જખ્મોથી જર્જરિત થયેલુ શરીર, પાણી વિના વીતાડેલા દિવસો અને એવી અનેક પ્રકારની અસંખ્ય અને ચિત્રો વિચિત્ર વિટંબણાઓમાં ચારે તરફથી મુસીબતોનાં વાદળો વચ્ચે ઘેરાયલા હુસયને જે હિમ્મત અને મક્કમતાનું ઉદાહરણ જગતને આપ્યું છે એ ખરેખર અપુર્વ અને મનુષ્ય શક્તિની હદબહારની બીના જેવું જણાય છે....

મેજર પ્રાઇસ.

## "તૌહીદની ફિલૉસૉફી" માટે મળેલાં અભીપ્રાયોઃ-

અહમદાબાદ તા૦ ૧૬-૧૨-૧૯૭૫, "ટ્રી ...

.........પ્રથમ ખંડમાં તૌહીદ સંસાર, સ
પર તેની શું અસર થાય છે તેમજ તૌહીદને
ફિલસુફી અચ્છી રીતે સમજાવવામાં આવી છે.
અને ત્રીજા ખંડમાં પણ, ખરી આઝાદી, જગ
સત્તા પ્રેમ અને માનથી ઉપજતો સ્તુતિપાત્ર
નજાત, પૃથ્વી પર આકાશી રાજ્ય અને અલ્લાહને
જરૂરત, રહેમાનના તાબેદારો અને આપણી તક
ઉપાયો શોધવાના માર્ગ વીગેરે અનેક વિષયો જ્ઞાન
સમજાવવામાં આવ્યા છે. તૌહીદના પુજકો આ સું
મનન કરી સાચા પુજકો બની શકે છે. પોણા
વાંચન, અપટુ-ડેટ પાકી બાંધણી છતાં કીંમત માત્ર

જંગબાર તા૦ ૨-૨-૧૯૭૬, "સમાચાર

".........આ પુસ્તકમાં એવી ઘણી બાબ
આપણા ઉપદેશકો પાસેથી કદી ન સાંભળી હોય અ
ક્યાંય ન વાંચી હોય દાખલા તરીકે અસમાઉલ હુસનાં લઈએ
અલ્લાહના આ પવીત્ર નામો દરેક મુસ્લીમ માટે એક નઈતીક કોડ
રૂપ છે. કારણ કે એ દ્વારા અલ્લાહે તેના જીવનની દરેક બાજુને
ચાહનુમાઇ કરી છે. છતાં આ મહત્વના વીષય ઉપર ગુજરાતીમ
કાંઈ નથી લખાયું એમ કહીએ તો ચાલે...આ પુસ્તક વાંચવાનીભ
હું સર્વેને ભલામણ કરૂં છું.

દારેસલામ તા૦ ૧૮-૧-૧૯૩૬, "ધી યંગ ટાંગાન્યીકા"

.........વાંચક વિષયને સારી રીતે સમજી શકે એટલા માટે તેને ત્રણ ખંડમાં વિભકત કરવામાં આવ્યો છે. જેમાંથી પ્રથમ ખંડમા તૌહીદ અને શિર્કના ખરા અર્થ અને તેમની વચ્ચેનો તફાવત સમજાવી, જુની અને નવી "મુર્તિપુજા" ની સરખામણી કરવામાં આવી છે. દ્વિતીય ખંડમાં શિર્કથી થતી હાની અને તૌહીદના લાભો ઉપર ચર્ચા કરવામાં આવી છે. અને તૃતીય ખંડમાં અસમાઉલ હુસના (અલ્લાહના પવિત્ર ૯૯ નામો) ઉપર વિવેચન કરી આજની આપણી સામાજીક અને રાજ્ય દ્વારિક જરૂરતો તૌહીદદ્વારા કેવી રીતે પુરી પાડી શકાય છે, તે બતાવવામાં આવ્યું છે. વિષય ગંભીર હોવા છતાં વાંચનારને કંટાળો આવતો નથી બલ્કે તે જેમ જેમ વધારે વાંચે છે તેમ તેમ તેને વધારે રસ પડે છે.........આજે જ્યારે મુસલમાનો પોતાનો અમુલ્ય તૌહીદી વારસો ગુમાવીને જુદા જુદા પ્રકારના શિર્કના અજ્ઞાન પણે શિકાર થઈ પડે છે, ત્યારે આવું સાહિત્ય ઘણું મહત્વપુર્ણ કાર્ય કરી શકે તેમ છે..............આવું સાહિત્યજ ગુમરાહોને **"હય્યા અલલ ફલાહ"** ની સદા આપી શકે છે......લેખકનું સ્મરણ જાળવી રાખવાનોજ હેતુ હોવાથી કાર્યાલયે કિંમત ઘણી સસ્તી રાખી છે.........

મુંબઇ તા૦-૩૦-૧૧-૧૯૩૫ "મુંબઇ સમાચાર"

".........તેમાં ઇસ્લામની એકેશ્વરવાદની ફીલસુફી સમજાવવામાં આવી છે. ભેદભાવ છોડી ન્યાય આપવાની અને ક્રોધનો ત્યાગ કરવાની બાબત પર આ પુસ્તકમાં ખાસ ન્યાય મુકવામાં આવ્યો છે. કુરાને શરીફને માર્ગદર્શક ગણવાની તો ખાસ સલાહ આપવામાં આવી છે.........

આગળનાં પાનાપર છપાએલા રીવ્યુથી પર આપ જાણી શકય હશો કે "**તૌહીદની ફીલોસોફી**" માત્ર રંજાવવામાંજ આકર્ષક નહીં પણ જ્ઞાનમાં વધારો કરનાર અમુલ્ય પુસ્તક છે અને એક એવા પુસ્તકની બીજી આવૃત્તી માટે થોભવુ પડે એ પહેલાજ પુસ્તક મંગાવી લેવા જોઇએ.

**૧૭૫, ઉપરાંત પાના, એન્ટીક કાગળો,**

**પાકી કલોથ બાઇન્ડીંગ, સુંદર છપાઇ,**

**છતાં**

## કીંમત માત્ર આના બાર.

મુંબઈ બહાર રૂપીયો એક

તમારા ઓરડરો માટે લખો,

## 'અસીર' સાહિત્ય કાર્યાલય

પો. બો. નાં. ૩૦૦૯,
મુંબઈ નાં. ૩.

સ્મરણાંજલિ

## "ચૌદમી સદી" અને "એ ઘડી મોજ"ના આદ્ય સર્જકની



**સ્વ: ભાઈ મોહમ્મદઅલી દામજી "આરિઝ."**

એમના સહકારથી ભાઈ મોહમ્મદઅલી 'અસીર' વિશેષ સેવા કરી શક્યા; "એ ઘડી મોજ" ની પ્રતિષ્ઠા વધી. ભાઈ 'અસીર' ની યાદમાં "ચૌદમી સદી" ચાલુ રાખવાની એમની નિત્ય અભિલાષા સંજોગવશાત અપૂર્ણ રહી. છતાં અમર કૃતિ "પચ્ચીસી" ભાઈ "અસીર" ને અર્પણ કરવા ન ચૂક્યા. ભાઈ 'આરિઝ' નું જીવન-દીપ બુઝાતાં મુંબઈએ એક પ્રખર મુસ્લિમ સાહિત્યકાર ખોયો. "એ ઘડી મોજ" ને અપૂર્ણ ખોટ ગઈ. ભાઈ "શયદા" ની આશાઓ પડી ભાંગી. 'આરિઝ' હૈયાત હોત તો 'અસીર' 'સાહિત્ય કાર્યાલય" ને સહર્ષ વધાવી લેત.........આજે નથી 'અસીર' કે નથી 'આરિઝ' રહી માત્ર એમની યાદ..................

"યૂં એ શુલ કોઈ દમ ગુલશન યાદ આનેકે લિયે."—

કાર્યવાહકો,
'અસીર' સાહિત્ય કાર્યાલય.

# અનુક્રમણિકા.:—

## ખંડ ત્રીજુ.

ખંડ ત્રીજો.

# કાટોલ



કાટોલ પાવડર માંકડ, કીડી, ચાંચડ, કંસારી વગેરે જંતુઓનો નાશ કરે છે.

કીંમત
**ડબી એકનાં આના ૫.**

કાટોલ સ્ટીક તથા કોઇલ, મચ્છર, માખી વગેરે ઉડતા જીવડાઓનો નાશ કરે છે, અને મલેરીયા સામે રક્ષણ કરી આપે છે.

**કીંમત ડબી એકનાં આના ૧૦.**



કાટોલ એજ અસલ માલ છે બાકી નકલી માલ જાણવા. કાટોલ શબ્દ વાંચી માલ ખરીદવો.

લખો:- **વૈધરાજ વી. કે જોશી**
**પીરમશા રોડ, અમદાવાદ.**

મુંબઈમાં મળવાનું ઠેકાણું:—
**મેસર્સ, પી. એમ. ઝવેરી એન્ડ કો.**
**પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઈ નં. ૨.**

# હાજીઓ તથા ઝવ્વારોને વિનંતી.



અનજુમને ફયઝે પંજેતનીની મુંબઈ, કરાંચી, તથા બસરાની
ણે ઓફીસો હાજીઓ તથા ઝવ્વારોને પાસ-પોર્ટ તથા સ્ટીમર
તને રેલ્વેની ટીકીટો કઢાવી આપે છે તથા સ્ટીમર અને રેલ્વે
પર ઉતારવા તથા ચઢાવવા વીગેરેની બાબતોમાં મુંબઇ, કરાંચી
થા બસરામાં ત્રણે જગ્યા ઉપર ખીદમત કરે છે.

તેમજ

પવિત્ર સ્થળોએ જવા માટે લખી પુછવાથી દરેક માહિતી
ુરી પાડે છે. આએ સંસથા ધારમિક હોઇ હાજીઓ તથા
ઝવ્વારોના લાભ માટેજ સ્થાપાએલી છે અને ફયઝના મારફતે
વાયલી ટીકીટોની દલાલી ફયઝના ફંડમાં જતી હોવાથી ફયઝ
ારફતે ટીકીટો લેવાની વિનંતી કરવામાં આવે છે.

મુંબઇનું ઠેકાણું:—
**૬૧, સેમ્યુઅલ સ્ટ્રીટ,**
**મોટા મસ્જીદની સામે.**

તારનું સરનામું
SHANAWAZ
Bombay.

કરાંચીનું ઠેકાણું:—
**શેઠ જેઠાભાઇ ગોકલ,**
**મોડી બગીચાની સામે.**

તારનું સરનામું
VAHANVATI
Karachi.

બસરાનું ઠેકાણું
**આશર.**
**બસરા.**

તારનું સરનામું
"FAIZ"
Asharbasaa.

# હાજીઓ અને જવ્વારોને ખુશ ખબર.

**વાંચો! અને વંચાવો!!**

મક્કા મદીના, ખુરાસાન અને કરબલા જનારા ભાઇઓને કોઇપણ જાતની લાંચ અથવા કમીશન કે ફી લીધા વગર ફી પીલ્ગ્રીમ પરમીટ અમારા તરફથી કહાડી આપવામાં આવે છે. તેમજ દરેક પાસીન્જરને સ્ટીમર ઉપર પહોંચાડવામાં આવે છે તેની કાંઇપણ મહેનતની મજુરી લેવામાં આવતી નથી તેમજ ટીકીટના દર ઉપરાંત કાંઇપણ કમીશન લેવામાં આવતું નથી.

દરેક બંદરની પાસપોર્ટ તથા સ્ટીમરની અને રેલ્વેની ટીકીટો મેળવી આપવાની ભરોસેદાર આ ઓફીસ છે. અમારા જુના અને નવા ઘરાકોને અમારી ખાત્રી થએલી છે, કામ જાતી દેખરેખથી થાય છે.

વાયદેસર તથા સારી સગવડે કામ કરી આપવામાં આવશે. પાસપોર્ટ ૩ દીવસમાં મેળવી આપીશું અને એથી પણ તાકીદની પાસપોર્ટ ૨૪ કલાકમાં મેળવી આપીશું.

**દરેક બંદરોની પાસપોર્ટ મલી શકશે.**

વધુ ખુલાસા માટે રૂબરૂ મલો અથવા લખોઃ—

## મોહમ્મદઅલી ગોવા જંગબારવાળા.

કલીઅરીંગ, શીપીંગ, પેસેન્જર અને પાસપોર્ટ એજન્ટ,

૧૩૧, A સેમ્યુલ સ્ટ્રીટ, (ખોજા મોહલ્લા) મુંબઈ, ૯.

بسم الله الرحمن الرحيم

# સત્યની વેદીપર

## પ્રથમ ખંડ.

**પ્રભુ સામ્રાજયના સ્થાપકો, તેના છેલ્લા સ્થાપક અને તેના નાયબો, યઝીદી દોરની શરૂઆત અને ઇમામ હુસયન અલયહિસ્સલામની હિજરત, મદીનાથી મક્કા ને ત્યાંથી ઈરાક તરફ.**

### પ્રભુ સામ્રાજયના સ્થાપકો.

જ્યારે દુન્યામાં આંતરાષ્ટ્રીય (જુદી જુદી પ્રજાઓના) સંબંધો શરૂ થયા ન હતા, જ્યારે દુન્યાના એક ભાગના લોકોને દુંન્યાના બીજા ભાગોમાં વસ્તી પ્રજાઓની હસ્તીનુંએ ગ્નાન ન હતું અને જ્યારે એક દેશમાંથી બીજા દેશમાં આવવા જવાના સાધનો સરળ ન હતા, ત્યારે પ્રભુએ દરેક જગાએ મનુષ્યજાતીનો ઉદ્ધાર કરવા માટે પૈગમ્બરો મોકલ્યા. પૃથ્વીના જે જે ભાગમાં માણસોની વસ્તી હતી ત્યાં ત્યાં પ્રભુના પૈગમ્બરો આવ્યા અને લોકોને જીવન ધ્યેયની ખરી હકીકતથી માહિતગાર બનાવ્યા. જુદા સમયે જુદા જુદા દેશમાં આવેલા પ્રભુના બધા પૈગમ્બરોએ એકજ

શિક્ષણ આપ્યુ, તેઓએ લોકોને મનુષ્યત્વનુ ભાન કરાવ્યું અને પ્રકૃતિના (મનના ઉપજાવેલાં) જુદા જુદા સ્વરૂપો આગળ નાહી ઉપર પોતાનું માથું રાખી દેનારા એ નાદાનોને સમજાવ્યુ કે, સકળ જગતમાં મનુષ્યની પદ્વિ સૌથી શ્રેષ્ઠ છે. મનુષ્ય કરતાં ઉંચી પદ્વિ ધરાવનાર માત્ર એકજ હસ્તી છે. અને તે એક પરમાત્માજ છે. માટે તેની એકલાનીજ આજ્ઞા સામે તમારે માથું નમાવ્વું. બાકી સકળ સંસારમાં જે કંઈ છે એ મનુષ્યની સામે નમવા ને તેની સેવા કાજે સરજાયું છે.

**લાઈલાહ ઈલ્લીલાહ** એજ તેઓનો ઉપદેશ હતો એટલે પ્રભુ સિવાય કોઈ માબૂદ નથી. એ બધા પેગમ્બરોનો ધ્યેય પૃથ્વી ઉપર પ્રભુનું સામ્રાજ્ય સ્થાપવાનો હતો. એટલે તેઓ એટલુંજ ઈચ્છતા હતા કે, માણસો માત્ર એકજ અલ્લાહની આજ્ઞાઓ આગળ પોતાનું માથું નમાવે.

કાળવહન સાથે જેમજેમ મનુષ્યજાતની એકત્ર થવા લાગી, જેમ જેમ દુન્યાના એક ભાગના લોકો દુન્યાના બીજા ભાગના લોકોથી જાણીતા થતા ગયા, જેમ જેમ એક દેશમાંથી બીજા દેશમાં આવ્યા જવાના સાધનો સરળ થવા લાગ્યા અને આંતરરાષ્ટ્રિય સંબંધો વધારે નિકટ ને ગૂઢ થતા ગયા તેમ તેમ જુદા જુદા દેશોમાં જુદા પેગમ્બરો મોકલવાની જરૂર ઘટતી ગઇ અને આખરે આજથી તેરસો વર્ષ પૂર્વે આખી મનુષ્યજાતી માટે એકજ પેગમ્બરની જરૂર પડી, અને પરિણામે અરબ દેશમાં જગતના મહાન પેગમ્બર **હ. મોહમ્મદ સ.** નો ઝુહુર થયો.

ઇસ્લામી શિક્ષણના જણાવ્યા પ્રમાણે દુન્યામાં કુલ એક લાખ ને ચોવીસ હજાર પેગમ્બરો આવ્યા અને જો ઈતિહાસના આધારે આપણે તપાસીએ તો દુન્યાની ઉત્પત્તિ એટલે મનુષ્ય જાતિની શરૂઆતને આજે બહુ બહુ તો દસ હજાર વર્ષ થયા હશે, અને આટલા નજીવા અરસામાં આટલા બધા પેગમ્બરોનું આવ્વું જરાક આશ્ચર્યકારક લાગે છે, પરંતુ એમાં આશ્ચર્ય પામવાનું કંઈજ નથી. જ્યારે દુન્યામાં આંતરરાષ્ટ્રીય

ખસીદો અને નાયબ બનાવી જાય છે. અને પોતાના માનનારાઓને ઈશ્વર-પુજનના માર્ગે દ્રઢ રાખવા એમને સમજાવતા જાય છે. અને ચાલીસ દિવસ પછી પાછા ફરીને શુ જુએ છે? એજ એક અલ્લાહને પૂજનારી કોમ વાછરડાની પુજા કરવા લાગી ગઈ હતી. હારૂને હ૦ મુસાની ગેરહાજરીમાં લોકોને તેમ કરતા ખુબ અટકાવ્યા પણ એમનુ કહેલું કોઇએ માન્યું નહીં એ ઉપરથી મનુષ્ય સ્વભાવની અસ્થીરતાનો કે વિચાર કરો કે માણસ કેટલું જલ્દી સત્યને વિસારી મૂકે છે. જે લોકોએ હ૦ મુસાના આધ્યાત્મિક (રૂહાની આત્મશક્તિ) કરિશમાઓ જોયા હતા, જેઓએ હ૦ મુસાના પ્રતાપે ફિરઓનના સિતમોથી મુક્તિ મેળવી હતી અને જેઓએ પોતાની નજરો નજર પોતાને ખુદા કહેવડાવનાર ફિરઓનનો વિનાશ થતો જોયો હતો, તેઓ ૪૦ દિવસ સુધી પણ પોતાના પૈગમ્બરનું શિક્ષણ યાદ રાખી શક્યા નહિ.

આમ મુસા અલયહિસ્સલામ પછી આપણે આજથી બે હજાર વર્ષ પુર્વે ગેલિલીમાં લોકોને હ૦ ઈસાના આગમનની પ્રતિક્ષા કરતા જોઇએ છીએ. હ૦ ઈસાએ હ૦ મુસાની શરીઅત પાછી તાજી કરી અને લોકોને એક અખંડ સત્યનો ઉપદેશ કર્યો And this is life eternal that they might believe Thee the only true God and jesus Christ whom thou hast sent" એટલે કે "તેઓ તને એકલાનેજ પ્રભુ તરીકે અને ઇસાને તારા પૈગમ્બર તરીકે માને એમાંજ જીવનની અમરતા છે." (જુઓ ઇન્જીલે યુહન્ના ૧૭:૩). પરંતુ એમના અદ્રષ્ય થયા પછી એમનું જીવન કેટલા વખત સુધી ટક્યું? હજી ૫૦ વર્ષ પણ વીતવા પામ્યા ન હોતા ત્યાં એમનાજ માનનારાઓ એમને પણ, પ્રભુના સ્થાને બિરાજમાન કર્યા અને એમની માં હઝરત મરયમ સ લામુલ્લાહે અલયહાને પણ એ પછી પ્રકાર પ્રકારના અધર્મ ઇસાના નામે ધર્મ તરીકે પ્રચલિત કરવામાં આવ્યા અને આખરે કાળવહન સાથે એ પૈગમ્બરના મૂળ શિક્ષણનું સ્વરૂપ સાવ નાબુદ થઈ ગયું

ઇસ્વી સનના ૬ઠા સૈકામાં પૃથ્વી ઉપર ઘોર અંધકાર પાછો છવાઇ રહયો. સર્વત્ર પ્રકૃતિ પૂજાનો દોર શરૂ થઇ ગયો. પાણી, માટી પત્થર, અગ્નિ, વાયુ, વાદળ, સૂર્ય, ચંદ્ર, તારાઓ અને એ સૌની સાથે પ્રકૃતિના સર્વોત્તમ સ્વરૂપ એટલે પૈગમ્બરો ને ધાર્મિક ગુરૂઓની પૂજા એટલે મનુષ્ય પૂજા પ્રચલિત થઈ ગઇ. આજથી તેરસો વર્ષ પુર્વેનો ઈતિહાસ જુઓ તો તમને આખી પૃથ્વી ઉપર ઇશ્વર પૂજા કરનારી કોઇ પણ પ્રજા કે કોમ દેખાશે નહીં. જ્યાં ત્યાં પ્રકૃતિએ પ્રભુ સ્થાન લીધું હતું. અને આમ પ્રજાઓ પોતાના પૈગમ્બરોની કેળવણી વિસારીને જળદેવ, વાયુદેવ, માટી ને પત્થરને પૂજવા લાગી.

આખરે અરબ દેશથી પ્રભુની દયા પ્રગટી. જગતના મહાન પયગમ્બરનો જન્મ થયો. એમણે આખી પૃથ્વી ઉપર ઇશ્વિરપુજા પ્રસાવવાનું (ફેલાવો કરવનું) બીડું ઝડપ્યુ, અને જોતજોતામાં મનુષ્ય સ્વભાવમાં ઇશ્વર પૂજાનું બી વાવી દીધું. બી વાવવાનું કામ એમનું હતું. એથી પરવાર્યા અને એમની આંખ બંધ થઇ. પણ એ બી ફળ ક્યારે આપે? એનું સીંચન કરવાની જરૂર હતી. સીંચન પણ શાથી? પાણીથી નહીં, પ્રભુભક્ત માણસોના નિર્દોષ લોહીથી! અને જ્યારે સીંચન કરનારા પ્રભુભક્તોએ પોતાના નિર્દોષ લોહીથી એનું સીંચન કર્યું ત્યારેજ આજે પૃથ્વી ઉપર એનાં ફળ જાહેર થયાં અને દુન્યાના એક છેડાથી બીજા છેડા સુધી ઇશ્વરપૂજા પ્રચલિત થઈ ગઇ અને પ્રકૃતિપુજા નષ્ટ થતી જાય છે. ત્યારે એ બીનું પોતાના લોહીથી સીંચન કરનારા કોણ? એ હકીકત આપણે વિગતવાર તપાસીશું.

આપણે ઉપર જોઈ ગયા કે દરેક પૈગમ્બરનો ધ્યેય ઇશ્વર પુજા પ્રચલિત કરવાનો અને પરિણામે પૃથ્વી ઉપર પ્રભુનું સામ્રાજ્ય સ્થાપવાનો હતો. એટલે માણસ માત્ર એકજ પ્રભુની આજ્ઞા આગળ પોતાનું માથુ નમાવે એટલુંજ તેઓ ઇચ્છતા હતા. આપણે એ

પણ જાણી ગયા કે દરેક પૈગમ્બરે એ ધ્યેયની પ્રાપ્તિ માટે પોતાથી બનતા દરેક પ્રયત્ન કર્યો પરંતુ તેઓની કેળવણી તેઓની પાછળ ટુંકા અરસામાં સાવ વિસરાઇ ગઇ. અને આવી રીતે દુન્યામાં આંતરરાષ્ટ્રીય સંબંધોની શરૂઆત વખતે આખી દુન્યા માટે એક એવા પૈગમ્બરની જરૂર પડી જે બધા પૈગમ્બરોની ખરી કેળવણી સજીવન કરી સૌની સચ્ચાઈની શાક્ષી આપે અને આમ આખી મનુષ્યજાતીને એકત્ર કરીને પ્રભુનું સામ્રાજ્ય સ્થાપે.

આ કામની પૂર્ણાહૂતિ જગતના મહાન પૈગમ્બર હ. મોહમ્મદના ભાગમાં આવી. આપણે જાણીએ છીએ કે મનુષ્યજાતી ઉપર આશીર્વાદ રૂપ આવેલા એ મહાન પૈગમ્બરનો જન્મ અરબ દેશમાં થયો અને અરબ દેશ એ સમયે દુન્યાના બધા ભાગમાં સૌથી વધારે અંધકારમય હતો. એટલે સુધી કે ઇતિહાસકારોએ સર્વાનુમતે અરબ દેશના એ સમયને અજ્ઞાનયુગ અરબ **અય્યામુલ જાહેલીયહ** એવું નામ આપી દીધું અરબો કરતાં વધારે જંગલી લોકો એ સમયે પૃથ્વીની સપાટી ઉપરે વસતા ન હતા. આ લોકોને સુધારવાનું કામ આસાન ન હતું પરંતું પૈગમ્બરને તો આજ દેશમાં ઇશ્વરયુક્ત ને પ્રભુ સામ્રાજ્યના બી વાવીને દુન્યાના દરેક ભાગમાં એનાં ફળ કાપવાના હતા.

પુરા ૪૦ વર્ષ સુધી પ્રભુભકત હ૦ મોહમ્મદે સ૦ પોતાના સદ્‌વર્તન ને ઉચ્ચચારિત્રના તેજથી જંગલી ને હઠીલા અરબોને પોતાની તરફ આકર્ષ્યા (ખેચ્યા) અરબો એમને **અસ્સાદિક** (સાચ્ચો) અને **અલઅમીન** (વિશ્વાસુ) એ લકબોથી બોલાવવા લાગ્યા ત્યારે આખરે આ લાંબા શાંત એકાંત જીવન પછી પૈગમ્બરે જાહેરમાં પોતાનુ કામ આરંભ્યું.

લાઇલાહા ઇલ્લલ્લાહનો ઉપદેશ સાંભળીને મૂર્તિપૂજક અરબો મોહમ્મદના કટ્ટા વેરી બની બેઠા. ચાલીસ વર્ષનું એમનું પ્રમાણિક અને સચ્ચાઈ ભર્યું જીવન વિસારી મુકવામાં આવ્યું. અત્યાર સુધી જેને સાદિક

અને અમીનના લકબથી બોલાવતા હતા તેને જ હવે જાદુગર ને દિવાનો કહેવા લાગ્યા. પરંતુ એ છતાં પયગમ્બર ધીરે ધીરે પોતાનું કામ દ્રઢતા ને સંયમથી વધાર્યેજ જતા હતા એ તેઓથી જોવાયું નહી. પ્રથમ તો તેઓએ અડચણો ને વિરોધથી પયગમ્બરને પોતાનું કામ કરતા અટકાવવાના પ્રયત્ન કર્યા અને છેવટે દોલત સ્ત્રી ને રાજ્યની લાલચો આપી, એમાયે ન ફાવ્યા ત્યારે સૌએ માંહોમાંહે સંગઠન કરી પયગમ્બરને દુઃખો ને ઇજાઓ પહોંચાડવા માંડી. ત્રણ વર્ષ સુધી પયગમ્બર ને એમના કુટુંબ સાથે અસહકાર આદર્યો અને છેવટે એમને મારી નાંખવાના કાવત્રાએ કરી છુટયા. આમ તેર વર્ષ ની સખત સતાવણી પછી એવા એક જબરદસ્ત કાવત્રામાંથી પોતાનો પ્રાણ બચાવવા માટે મઝલુમ પયગમ્બરને મદીના તરફ હીજરત કરવી પડી,

પરંતુ પયગમ્બરને મદીનામાં પણ આ હઠીલા ને અજ્ઞાન લોકોએ ચેનથી રહેવા દીધા નહીં. બીજાજ વર્ષે એક મોટું લશ્કર એકઠું કરીને પયગમ્બર ને એમના જુજ સાથીઓનું કાસળ કાઢી નાખવા માટે મક્કાવાસી મૂર્તિપૂજકો મદીના ઉપર ચઢાઇ લઇ આવ્યા. એમાં હાર્યા ત્રીજા વર્ષે પહેલ કરતાં વધારે યુધ્ધ સામગ્રીઓથી સુસજ્જિત થઇને મદીના ઉપર ચઢાઇ લઇ આવ્યા. આમ લાગલગાટ સાત વર્ષ સુધી મઝલુમ પૈગમ્બર ઉપર હુમલાઓ થતા રહયા અને એ હુમલાઓ સામે એમને સ્વરક્ષણ કાજે તલ્વાર લેવાની જરૂર પડી. એ અરસા દરમિયાન મુસલમાનોની સંખ્યા ખૂબ વધી.

મુસલમાનોની સંખ્યામાં વધારો થવાના અનેક કારણો છે. એમાં એક મુસલમાનોના ચાલુ વિજયો પણ છે. મુસલમાનોએ ગમે તેટલી થોડી સંખ્યામાં હોવા છતાં મક્કાવાસી મુર્તિપુજકોના હુમલાઓ સામે દરેક વખતે પોતાનો બચાવ કર્યો અને એમાં ફત્તા અને દરેક વખતે મક્કાવાસીઓને પોતાનું બધું સરસામાન મુકીને પ્રાણ બચાવવા ખાલી હાથે મક્કા તરફ

ન્હાસી જવું પડ્યું. એ યુદ્ધમાં શત્રુઓની ઘણી દાલત મુસલમાનોના હાથ લાગી હતી અને એથી તેઓ તવંગર બન્યા હતા.

હિ. સ. આઠમા મક્કાવાસીઓએ પૈગમ્બરની સાથે કરેલા કોલકરારનો ભંગ કર્યો અને મક્કા પાસેથી પસાર થતા એક મુસ્લિમ કબીલાને તલ્વારની ધારે ચઢાવ્યો. આ હકીકતથી મુસલમાનો ઉશ્કેરાઇ ગયા. લુટના માલની ચાહક નામધારી મુસલમાનોએ તલ્વારો ઉપાડી અને મક્કાવાસીઓ ઉપર ચઢાઇ લઇ જવાનો ઇરાદો કર્યો. પયગમ્બરે સૌને શાંત કર્યા અને પછી પોતે બધા મુસલમાનોની સાથે જેઓની સંખ્યા ૧૦,૦૦૦ની હતી મક્કા પાસે આવ્યા. યુદ્ધ વગર મક્કાવાસીઓ શરણે આવ્યા. પયગમ્બરે ત્રણ અપરાધીઓ સિવાય સૌને આમ માફી બક્ષી. દરેકને પોતપોતાના ધર્મ પાળવાની છુટ આપી એકનુયે ઘર લુટવા દીધું નહી. એકે સ્ત્રીના શીયળને આંચ ન આવી અને પયગમ્બરના રોંબથી મુસલમાનો અનીચ્છાએ છતાં શાંતિપુર્વક મક્કામાં દાખલ થયા.

પૈગમ્બરની આ શાંતિચાહક નિતિ લુટનો માલ લેવા આવેલા નામધારી મુસલમાનોને અરૂચીકર લાગી અને બીજાજ વર્ષે આવા કેટલાક લોકોએ, પયગમ્બરની જાણ વગર પાસે વસતા એક ગેરમુસ્લિમ કબીલાના એક માણસને વિના કારણે મારી નાખ્યો, આશય એ હતો કે પાછુ યુદ્ધ જાગે અને તેઓને લુટનો માલ મળે પયગમ્બરને ખબર પડતાજ તેમણે તરત સમાધાની કરી અને મુસલમાનોને ઠપકો આપ્યો.

આમ તવંગરીને ધનની લાલચથી હજારો માણસો મુસલમાન થઇ ગયા હતા. પૈગમ્બર એ બધુ સમજતા હતા. પરંતુ પોતાની હયાતી સુધી એમણે એ સૌને પોતાના કાબુમા રાખ્યા અને જરાએ અશાન્તિ કે અન્યાય થવા દીધો નહી. આ જંગલી ને હઠીલી પ્રજા ઇસ્લામ જેવા વિશાળને સર્વબુદ્ધિસંપન્ન ( દરેકની સમજમાં આવી શકે એવા ) ધર્મના સર્વ રહસ્યો એકાએક સમજી જાય એ કેવળ અસંભવિતજ હતું અને એથી

પયગમ્બરની વફાત વખતે એમની કેળવણીનું રહસ્ય સમજનારા લોકો આંગળીના ટેરવે ગણી શકાય એટલાજ હતા.

આખા દેશમાંથી મુર્તિપૂજા નષ્ટ થઇ. પયગમ્બરને રાજ્યસત્તા પણ મળી. એમનો આશય ભૌતિક રાજ્યસત્તા ભોગવવાનો ન હતો. એ વખતે એમણે લોકોને દરેક રીતે પ્રભુનું સામ્રાજ્ય દેખાડયું. પરંતુ એ સમજનારા લોકો ક્યાં હતા? રાજ્યસત્તા મળ્યા પછી પણ પયગમ્બર સાદું જીવન ગાળતા. મુસલમાનોના ખજાનામાંથી એમણે એક પણ પાઈ પોતાના અંગત ખર્ચ માટે વાપરી નહીં. પોતાના રહેવા માટે મહાલય ચણ્યા નહીં, પોતાના માટે ઉત્તમ કે શુસોભિત પોશાક મગાવ્યા નહી, પોતાના સગાવ્હાલાઓ ઉપર રાજ્યના ખજાનાના દરવાજા ખોલી આપ્યા નહી. દરેક સાથે સમાનતાથી વર્ત્યા. ખુલ્લે ખુલ્લું કહી દીધું કે "હું તમારા જેવોજ એક માણસ છું અને હું પ્રભુનો આ સદેશ તમારી પાસે લેતો આવ્યો છું કે "પૂજાને લાયક કોઇ નથી પણ એક અલ્લાહ. એનીજ આજ્ઞાઓ સામે માથું નમાવો." એ હતી એમની રાજ્ય વ્યવસ્થા. એ ન્હોતી વ્યક્તિગત (અંગત) કે ન્હોતી પ્રજાસત્તાક બલ્કે એ વ્યવસ્થા ધર્મ રાજ્યની એટલે પ્રભુ સામ્રાજ્યની હતી. અલ્લાહનાજ કાનુનોને રાજા પણ અનુસરે અને પ્રજા પણ એમણે એ માટે સ્પષ્ટ સિદ્ધાત મુકર્રર કરી આપ્યો, "**પ્રજાનો સેવક તેજ પ્રજાનો સરદાર છે.**"

પયગમ્બરના મિશનનો ધ્યેય કદી પણ એવો ન હતો કે ધનપ્રાપ્તિ ને રાજ્યો મેળવવા માટે લોકોને લડાઇની ખુવારીમાં ઉતારવા. ધર્મના પ્રચારની બાબતમાં એમણે તલ્વારની જરૂર કદી સ્વીકારીજ ન હતી. એમણે પોતાના આખા જીવનમાં કોઇ માણસની ઉપર કદી હુમ્લો કર્યો નથી. બલ્કે સખતમાં સખત વિરૂદ્ધતા કરનારા ને ૨૦ વર્ષ સુધી એમને સતત દુઃખો પહોંચાડનારા લોકોને પણ એમણે માફી બક્ષી છે. એમણે પોતામાં અને પોતાની એક પ્રજામાં સમાનતાના હિસાબે જરાએ ફરક ગણ્યો નથી

.......રૂપ

રાજ્યના ખજાના મુસલમાનોની અમાનત હતી અને પયગમ્બર શહેનશાહ હોવા છતાં એમાંથી એક દિરહમ પણ વાપર્યો નથી. એજ સાદુ જીવન. એજ એમની પ્રભુ સામ્રાજ્યની ચાહના.

વખત વહેતો ગયો અને પયગમ્બરની કેળવણી વિસારી મુકવામાં આવી. આજે આપણે મુસલમાનોના ઇતિહાસ ઘોર અત્યાચારોથી ખરડાયેલા જોઇએ છીએ. રાજ્યસત્તાનો જેટલો દુરૂપયોગ મુસલમાનો એ કર્યો છે એટલો બાગ્યેજ કોઇ બીજી પ્રજાએ કર્યો હશે. જે નામવર શહેનશાહોએ ઇસ્લામનુ નામ લઇને શરીયા, ચીન ને હિંદની શાંતિમાં ખલલ નાખ્યો, જેઓ મનુષ્યની માટે એક ભયંકર આફત બની ગયા, જેઓ ઇસ્લામના પ્રચારના ઓઠાં હેઠળ પોતાના ભૌતિક ને સ્વાર્થી મનોરથ સાધવાની યુક્તિઓ રમતા રહયા અને જેમણે પોતાના ને અન્યોના લોહી વહેવડાવીને મહાન વિજયકાર ને મહાન વ્યવસ્થાપકના લકબો મેળવ્યા એ લોકો ખરી રીતે પયગમ્બરના શિક્ષણનો ઉદ્દેશ સમજ્યાજ નહોતા.

પરંતુ એ વખતે પયગમ્બરના શિક્ષણનો ઉદ્દેશ સમજનારાએ લોકો હતા અને એજ લોકોના નિર્દોષ લોહીના સીંચનથી પ્રભુસામ્રાજ્ય ને ઇશ્વર પુજાનુ બી ફળ રૂપ થતું ગયું. આ લોકો પયગમ્બરના ઉદ્દેશને સંપૂર્ણપણે સમજતા હતા કે નહીં એ બતાવવા ખાતર અમે અહીં એ વ્યક્તિઓમાંની એકજ વ્યક્તિના અમુક ઐતિહાસિક બનાવો રજુ કરીએ છીએ.

મુસલમાનોનો એ શહેનશાહ બજારમાંથી બે પહેરણ ખરીદી લાવે છે. એક બે દિરહમનું અને એક ત્રણ દિરહમનું ત્રણ દિરહમનું પહેરણ ગુલામને પહેરાવે છે અને બે દિરહમનુ પહેરણ પોતે પહેરે છે.

એ શહેનશાહના ઘરમાં નોકરચાકરો નથી માત્ર ફિઝ્ઝા નામની એક કનીઝ છે. એ શહેનશાહની ધર્મપત્નિ, પયગમ્બરની લાડકવાયી શાહજાદી ફાતિમા, એક દિવસે જાતે ઘરનું કામકાજ કરે છે અને એક દિવસે કનીઝ એ કામ સંભાળી લે છે.

રાજ્યનો ખજાનો તેની પાસે મુસલમાનોની અમાનત છે. સગાસ્નેહીઓના સુખવૈભવ કે પોતાના ઐશઆરામ માટે એમાંથી એક કોડી પણ વાપરવામાં આવતી નથી. નથી એણે પોતાના રહેવા માટે એ ખજાનામાંથી મહાલય ચણાવ્યા કે નથી ખરીદી પોતાના માટે તલ્વાર કે ઘોડો.

તે પોતાનુ ગુજરાન પણ બૈતુલમાલના પૈસામાંથી કરતો નથી. યહુદીઓના ખેતરો ખેડીને અને તેઓના બગીચાઓમાં પાણી ભરીને પોતાનુ ગુજરાન ચલાવે છે.

એક દિવસે એ શહેનશાહના ભાઇ આવીને અરજ કરે છે, "યા અલી! મને બૈતુલમાલમાંથી કઇ અપાવો." ઉત્તર મળ્યો કે "થોડો વખત થોભી જાઓ. મુસલમાનોના માલની વાટણી થશે ત્યારે તમારો ભાગ પણ તમને મળી જશે." પણ અકીલ હઠ કરવા લાગ્યા. શહેનશાહે પાસે બેઠેલા એક માણસને કહ્યું, "એમનો હાથ પકડીને બજારમાં લઇ જા અને કહી દે કે દુકાનોના તાળાં તોડીને એમાંથી જે કૈં મળે એ લઇ લે." અકીલે કહ્યું, "યા અલી! શું તમે મને ચોરી કરવાનું કહો છો?" અલીએ ફરમાવ્યું, "ત્યારે મને આ તમે શું કરવાનું કહી રહ્યા છો? શું હું ચોરી કરીને મુસલમાનોના માલમાથી તમને કૈંઇ આપી દઉં?"

એક દિવસે બૈતુલમાલમાં યમનમાંથી મધથી ભરેલી મશ્કો આવી. સન્જોગવશાત ઇમામ હસનને ત્યાં અમુક મહેમાન આવ્યા. ઇમામે એક દિરહમ આપીને બજારમાંથી રોટલીઓ મંગાવી લીધી. શાક ઘટ્યું ત્યારે કમ્બરને એ મધમાંથી એક રતલ મધ લાવી આપવાનું કહ્યું. કમ્બરે હાજર કર્યું વેંચણી વખતે જ્યારે શહેનશાહે મશ્ક ખોલેલી જોઇ ત્યારે કમ્બરને પુછ્યું કમ્બરે બધી હકીકત જણાવી દીધી તરતજ ઇમામ હસનને બોલાવવામાં આવ્યા. અલી એકદમ ગુસ્સે થયેલા હતા અને પુત્રને મારવાનો ઇરાદો કર્યો ત્યારે હસને પોતાના કાકા જાફરના સોગન આપ્યા. અલીનો ગુસ્સો જતો રહ્યો. પુત્રને કહ્યું, "બેટા! તમે વ્હેંચણી પહેલાં મધ લઇ લીધું

એટલા માટે હું ગુસ્સે થયો હતો." હસને કહ્યું, "પિતાશ્રી! એમાં અમારો પણ હક છે. અને એમ વિચાર્યું કે વહેંચણી વખતે અમારો હક અમને મળશે ત્યારે અમે એટલું ઓછું લઈશું." પિતાએ કહ્યું, "એ ખરું પરંતુ તમારો એ હક તો નથી કે તમે બીજા લોકોની આગળ એનો લાભ લ્યો." પછી કમ્બરને એક દિરહમ આપીને એવુંજ શુદ્ધ મધ મંગાવવામાં આવ્યું. આ હકીકત બયાન કરનાર રાવી કહે છે કે "હજી સુધી એ દેખાવ મારી નજરોમાં છે કે અલી મશ્કનું મોઢું ખોલીને ઉભા છે અને કમ્બર એમાં મધ નાખી રહ્યો છે અને અલીની આંખોમાંથી અશ્રુસરિતા વહી રહી છે અને કહેતા જાય છે, 'પરવરદિગાર! હસનને માફ કરજે કે તે જાણતો નથી.

એક દિવસે કોઈએ એ શાહની સેવામાં સ્વાદિષ્ટ હલ્વો હાજર કર્યો અને ખાવાને વિનંતિ કરી. શાહ તરફથી ઉત્તર મળ્યો, "હું આ સ્વાદિષ્ટ વસ્તુ કેવી રીતે લઈ શકું ? મારી પ્રજામાં બનવા જોગ છે કે કોઈ એવોય હોય જેને જવ પણ ખાવાને ન મળ્યા હોય"

એ શાહનો ખોરાક જવની રોટલીઓ હતી અને તે પણ ત્રણત્રણ દહાડાની સુકી. એની સખાવતો પણ એટલીજ મોટી અને ભારે હતી પરંતુ એ બૈતુલમાલમાંથી નહોતી. ક્યારેક ઘોડો આપી દઇને ક્યારેક હાથની વીંટી આપી દઇને અને ક્યારેક પોતાનું સામેનું જમણ આપી દઇને એ સખાવતો થતી.

એની મહેમાનનવાઝી પણ એટલીજ વિશ્વવિખ્યાત છે ક્યારેક પોતાના બાલબચ્ચાઓને ભૂખ્યા રાખીને મહેમાનનવાઝી થાય છે અને ક્યારેક પયગમ્બરની લાડકવાયી શાહજાદીની ચાદર ગિરવી મૂકીને મહેમાન માટે ત્રણ શેર જવ ખરીદ કરવામાં આવે છે.

પોતાની શહેનશાહીયતના જમાનામાં એક રાત્રે એ શાહ બૈતુલમાલનો હીસાબ લખી રહ્યો છે. એવામાં એના કાકા આવે છે અને પોતાની વાતો

કરવા લાગે છે. શાહ બત્તી ઓલવી નાખીને કાકાની વાતો સાંભળે છે. કાકાએ પુછ્યું, "યા અલી ! આ તમે શું કર્યું ?"

ઉત્તર મળ્યો, "કાકા હું બૈતુલમાલનો હીસાબ લખી રહયો હતો અને બૈતુલમાલની બત્તી બળતી હતી. હવે અંગત કામ થાય છે. એટલે મેં એ બત્તી ઓલવી નાંખી. કારણ કે, બૈતુલમાલનો હિસાબ લખતી વખતે મારી બત્તી બાળું તો એ ઇસ્રાફ (ઉડાઉપણુ) લેખાશે અને મારા અંગત કામ માટે બૈતુલમાલની બત્તી બાળું તો એ ખિયાનત (વિશ્વાસઘાત) કહેવાશે."

એની દિલેરી પણ આલમ મસ્હુર છે. પયગમ્બરના જમાનામાં સ્વરક્ષણ (પોતાના રક્ષણ) કાજે થયેલા યુદ્ધમાં એણેજ અરબોના સેંકડો નામદાર પહેલવાનોને તલ્વારની ધારે ચઢાવ્યા હતા એક યુદ્ધમાં લડતા લડતા એક શત્રુને જમીન ઉપર પછાડીને તેનું માથું કાપી લેવાનો ઇરાદો કરે છે તેવામાં પેલો બાયલો શત્રુ શાહના મોઢા ઉપર થુકી દે છે. શાહને ક્રોધ ચઢે છે પણ શત્રુને માર્યા વગર પોતે ઉઠી જાય છે. લોકોએ પૂછયું, યા અલી ! દુશ્મન તમારા કબ્જામાં હતો અને તેણે તમારી સાથે આવી બે અદબી કરી તેને તમે કેમ જવા દીધો ?" ઉત્તર મળ્યો, 'હું પ્રભુની મરજી માટે લડું છું. એ વખતે ક્રોધમાં જો મેં તેને મારી નાખ્યો હોત તો તેની કતલમાં મારી ઇચ્છા પણ ભાગીદાર થઇ જાત. અને હું નથી ચાહતો કે મારા માટે કોઇને કતલ કરૂં."

એવા એવા સેંકડો બનાવો એ પ્રભુભક્તના જીવનમાં આપણને મળી આવે છે. એ લોકો ખરેખર પયગમ્બરની કેળવણીનું સંપુર્ણ રહસ્ય સમજનારા હતા. એ લોકોએ પયગમ્બરની જેમ પોતાની આખી જીંદગીમાં કોઇપણ માણસની ઉપર ગુસ્સો કર્યો નથી. એ લોકોએ ઇસ્લામના પ્રચારની બાબતમાં કદી તલ્વાર લીધી નથી અને લેવા આપી નથી. એ લોકોએ ઇસ્લામનું નામ લઇને કોઇ પણ દેશ, શહેર કે ગામડાની શાંતિમાં બંગાણ

પાડયો નથી. એ લોકોએ પોતાનું સામ્રાજ્ય સ્થાપવાનો કદિ વિચાર કર્યો નથી બલ્કે જ્યારે પણ એમને રાજ્યસત્તા સોંપવામાં આવતી ત્યારે તેઓ એટલુંજ કહેતા "અમે ભૌતિક રાજ્યસત્તા ભોગવવા સરજાયા નથી. પ્રભુસામ્રાજ્ય એ અમારા જીવનનો ધ્યેય છે."

પરિણામે સ્વાર્થપુજકોના વૈભવવિલાસમાં આ મહાપુરૂષો કંટકરૂપ થઇ જાય એમાં જરાય નવાઇ નહીં. મુસલમાનોને પ્રભુસામ્રાજ્યની જરૂર ન્હોતી. તેઓ પૃથ્વી ઉપર જ્યાં જ્યાં તેઓને સત્તા મળે ત્યાં ત્યાં પોતપોતાનું સામ્રાજ્ય સ્થાપવા ચાહતા હતા. આ મહાપુરૂષોની આવી વ્યવસ્થાઓ તેઓ ને અરૂચીકર લાગી અને પરિણામે થોડાજ વખતમાં મસ્જિદમાં પ્રભુપ્રાર્થના કરતી વખતે અલીનું માથું ઉડાડી મુકવામાં આવ્યું.

અલીની શહાદત પછી મુંઆવીઆદક મુસલમાનો બહુ બળવાન થઇ ગયા અને હવે તો "જિસકી લાઠી ઉસકી ભેંસ" વાળી કહેવત પ્રમાણે જે બળજબરીથી રાજ્ય ઉપર સત્તા પામી ગયો, તેની બધી આજ્ઞાઓ ઇસ્લામી આજ્ઞાઓ તરીકે પ્રચલિત થવા માંડી. આ લોકોના વૈભવ વિલાસભર્યા જીવનમાં અંતરાયરૂપ થનાર હવે બેજ વ્યકિતઓ રહી હતી. અને એ અલીના બન્ને પુત્રો હસન અને હુસયન. જેમ જેમ એ સ્વાર્થપૂજકોની સત્તા વધતી ગઇ તેમ તેમ મુસલમાનો ઉપર અત્યાચારો વધતા ગયા. બૈતુલમાલની દોલત ખુશામદીયાઓ, સગાસ્નેહીઓ ને પોતાના અંગત ખર્ચ માટે અલાહેદા રાખવામાં આવી. અને એજ દોલતથી ઇસ્લામના પાયા નિરમુળ કરવાના પ્રયત્નો આદરવામાં આવ્યા. હસનને ઝેર પીવરાવવા માટે બૈતુલમાલમાંથી એક લાખ દિરહમની લાંચ આપવામાં આવી અને પરિણામે આમ એક ઝેરની પડીકીથી પયગમ્બરના મોટા દોહીત્રને માર્ગમાંથી ખસેડવામાં આવ્યા.

હવે તો માત્ર એકજ વ્યકિત એ સ્વાર્થપુજ
ખલલ નાખનારી હતી. એને પણ માર્ગમાંથી ખસેડ

## મદીનાથી હિજરત.

હિજરી સન ૬૦ ના રજબ મહીનાની ૧૫ મીએ દમિશ્કમાં તખ્ત ઉપર બેસતાંજ યઝીદે મદીનાના ગવર્નર વલીદ બિન ઉકબાને લખી મોકલ્યું કે "હુસયન ઇબ્ને અલી, અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબૈર અને અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર પાસેથી સખ્તાઇથી મારી બયઅત કરાવ. અને હુસયન બયઅત કરવા રાજી ન થાય તો એમનું માથુ કાપીને મારી પાસે રવાના કર."

યઝીદની એ આજ્ઞાના સમાચાર જાણી ઇબ્ને ઝુબૈર ઇમામની સેવામાં આવ્યો અને એ બાબતમાં એમનો અભિપ્રાય પૂછયો. ઇમામે ફરમાવ્યું, "હું કદીપણ યઝીદની બયઅત કરનાર નથી. શું તારી એવી ધારણા છે કે હું યઝીદની બયઅત કરી લઇશ?" ઇબ્ને ઝુબૈર પોતે રાજ્યપાટ ભોગવવા તરસી રહયો હતો. યઝીદ પ્રત્યે ઘણા ખરા લોકોને તિરસ્કાર હતો અને એ કારણે યઝીદની બયઅત એને સાલતી હતી. પરિણામે પોતાના ભાઇ સાથે રાતોરાત એ મક્કા તરફ છુપી રીતે ન્હાસી ગયો.

રહયો અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર. એનો વિચારજ કંઇ જુદો હતો. યઝીદની બયઅત કરી લેવા એણે ઇમામને ખૂબ સમજાવ્યા પરંતુ ઇમામે ખુલ્લી રીતે ના પાડી. એની ને ઇમામ વચ્ચે થયેલી વાતચીત તારીખે આ'સમે કુફીના ૩૫ર પૃષ્ટ ઉપર નીચે પ્રમાણે રજુ થઇ છેઃ—

અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરે કહ્યું, 'જેમ બીજાઓએ કરી તેમ તમે યઝીદની બયઅત કરી લ્યો. અને જો તમે બયઅત નહી કરો તો આ લોકો તમને લાચાર કરશે અને તમને ક્યાંએ આરામથી બેસવા દેશે નહી. બનવા જોગ છે કે, યઝીદની જીંદગીના થોડાજ દહાડા બાકી હોય અને એ પછી આપણે નિશ્ચિંત થઈ જઈએ. ઇમામે ફરમાવ્યુ, પૃથ્વી સલામત છે ત્યાં સુધી આવી વાતો ઉપર ફિટકાર હજો. શું તું એમ સમજે છે કે યઝીદની બયઅત નહીં કરવામાં હું ભૂલ કરૂં છું? અને મારી ભૂલ હોય તો બતાવ તો હું એથી અળગો રહીશ.' એણે કહ્યું 'તમારી ભૂલ નથી અને

પયગમ્બરના દૌહિત્ર ભૂલ કરે એ સંભવિત પણ નથી. બનવાજોગ છે કે યઝીદ તમારી સાથે કંઈ એવું કરે જે તમે સહન ન કરી શકો, માટે મુનાસિબ એ છે કે, તમે અમારી જેમ કરો.' ઇમામે ફરમાવ્યું, 'મારાથી એમ થઇ શકે નહીં હું યઝીદની બયઅત કરનાર નથી. જો આ લોકો મને સતાવશે તો હુ ધીરજથી સહન કરીશ એટલે સુધી કે એજ પ્રયાસમાં માર્યો જાઉં અને પછી ન્યાયના દિવસે પ્રભૂ અમારી વચ્ચે ઇન્સાફ કરશે અને ખરેખર તે સૌથી શ્રેષ્ટ ન્યાયકર્તા છે."

યઝીદનું તાકીદ ફરમાન વાંચીને વલીદે ગતના વખતે ઇમામને બોલાવ્યા. ઇમામ આવ્યા ત્યારે તેણે આવી રીતે વાતની શરૂઆત કરી, "મુસ્લિમ દેશના બધા લોકોએ યઝીદની બયઅત કરી લીધી છે માટે મુનાસિબ છે કે આપ પણ એમ કરવા રાજી થઈ જાઓ." ઇમામે ફરમાવ્યું. "હે અમીર! બયઅત એકાંતમાં છુપી રીતે લેવાતી નથી. પરંતુ એના માટે સૌને એકઠાં કરવા જોઇએ. કાલે જ્યારે દરબારમાં તું સૌને આમંત્રણ આપે ત્યારે મને પણ યાદ કરી લેજે" વલીદે કહ્યું, "એજ મુનાસિબ છે. આપ અલ્લાહનું નામ લઈ સુખેથી ઘરે જાઓ" આ વખતે મરવાન હાજર હતો. તેને મામલો બગડતો દેખાયો એથી બોલ્યો, "હે અમીર! શિયાળ છટકી જશે તો ઉડતી માટી સીવાય કંઈ હાથ આવવાનું નથી યોગ્ય તો એછે બયઅત વગર હુસયનને અત્યારે જવાદે નહીં અને બયઅત નહી કરે તો એમની ગરદન માર" મરવાનના આ શબ્દો સાંભળી ઇમામ ગુસ્સે થયા અને ફરમાવ્યું "હે કાઝિબ! તારી કે વલીદની શી મજાલ કે મને કત્લ કરી શકે" એ પછી વલીદને સંબોધીને ખુલ્લેખુલ્લુ ફરમાવ્યું "હે અમીર! હું પયગમ્બના અહલેબૈતમાં છું. અલ્લાહે ઇમામત અમને સોંપી છે ને ફરિસ્તાઓ અમારી પાસે આવે છે. યઝીદ પાપી, દુરાચારી, દારૂડીયો, નાહક ખૂન વહાવનાર અને ખુલ્લી રીતે બદકારી અને અલ્લાહની નાફરમાની કરનાર છે. મારા જેવો માણસ કદી પણ તેની બયઅત કરશે નહીં. પરંત અલબત. આજની

ન તમે પણ પસાર કરો અને અમે પણ વીતાવીએ અમે પણ વિચારીએ અને તમે પણ વિચારો કે ખિલાફતને માટે કોનાથી વધારે લાયક કોણ છે' ઈમામ હુસેને એ જવાબ આપી રહ્યા હતા તેવામાં મરવાનના સિપાહી નવયુવાનો ખુલ્લી તલવારો સાથે અંદર દોડી આવ્યા આ લોકો બહાર ઉભા રહીને ઈમામની વાતો સાંભળી રહ્યા હતા ઈમામે એ લોકોને શાંત કર્યા અને પછી એ લોકોની સાથે ઘર તરફ પાછા ફર્યા ઈમામના જવા પછી મરવાને વલીદને ઠપકો આપ્યો, પરંતુ વલીદે કહ્યું "જો આખી દુન્યાની દોલત મને આપી દેવામાં આવે તોયે હું હુસયનનો કાતિલ થવાનું પસંદ કરીશ નહીં," ( મકાતિલ મુકર્રમ પૃષ્ઠ ૪૬ )

વતનમાં આવ્યા ત્યારે ઈમામના ચહેરા ઉપર પરેશાનીના ચિન્હો હતા. મદીનામાં રહેવું હવે એમના માટે અશક્ય થઈ પડ્યું એથી મક્કા તરફ હિજરત કરવાનો એમણે ચોક્કસ નિર્ણય કરી લીધો અને ઘરના માણસોને સફરની માટે તય્યારીઓ કરવાની આજ્ઞા આપી એ પછી પયગમ્બરના રોઝામાં આવ્યા અને કબ્ર પાસે જઈ કહેવા લાગ્યા, 'અસ્સલામુ અલૈક યા રસૂલલ્લાહ! હું આપની લખ્તે જિગર ફાતિમાનો ફરઝંદ છું નાના! તમેજ મારા માટે આ ઉમ્મતને વસીય્યત કરી હતી અને મારી મદદ કરવાની એમને તાકીદ કરી હતી પરંતુ આ લોકો એ બધુ વિસારી બેઠા છે એ પછી ઈમામે આખી રાત અહીંજ પ્રભુ પ્રાર્થનામાં વિતાવી સૂર્યોદય વખતે ઘરે પાછા ફર્યા બીજી રાતે ફરી પયગમ્બરના રોઝામાં આવ્યા અને નમાઝ પછી અલ્લાહની દરગાહમાં મુનાજાત કરવા લાગ્યા, 'હે અલ્લાહ! આ તારી પ્રીય પયગમ્બર મોહમ્મદ સ.ની આ કબ્રગાહ છે અને હું એમનો દોહિત્ર છું પરવરદિગાર! મારી સ્થિતિ તું સારી રીતે જાણે છે અને જે કંઈ મારા અંતરમાં છે એ પણ તારી ઉપર રોશન છે આ પાક કબ્રના પ્રતાપથી તું ને તારા પયગમ્બર જે કામમાં રાજી હો એની ઉપર મને મકકમ રાખજે."

ઇતિહાસકારો લખે છે કે એ પછી ઇમામ કબ્રની ઉપર માથું રાખીને સુઈ ગયા. સ્વપ્નામાં જુએ છે કે હઝરત **મોહમ્મદ** સ૦ બીજા અનેક પયગમ્બરો સાથે આવ્યા અને પોતાના પુત્રને પોતાની છાતી સાથે ચાંપીને કપાળ ઉપર બન્ને આંખોની વચમાં ચુંબન કર્યું અને કહેવા લાગ્યા, "હે મારી આંખના પ્રકાશ! હુ જોઇ રહયો છું કે બાળ વયમાં આપેલી પ્રતિજ્ઞા પાળવાનો વખત નજીક આવી રહયો છે. નજીકમાંજ તને ઇસ્લામનો દાવો કરનારા લોકો કરબલાની જમીન ઉપર કત્લ કરશે. "હે હુસયન! તું તરસ્યો હોઇશ અને તેઓ તને પાણીનું ટીપું પણ આપશે નહીં. અલ્લાહ એ લોકોને પોતાની રહેમતથી દૂર રાખશે." ઇમામે ફર્માવ્યું, "નાનાજાન! મને તમારી સેવામાંજ રહેવા દયો. તમારા હુસયનને દુન્યાની કંઈ પણ હાજત નથી." પયગમ્બરે ઉત્તર વાળ્યો, "બેટા શહાદતની કઠ્ઠરી મનઝિલ કાપીને મારી પાસે આવ અને અલ્લાહે તારા માટે જે દરજ્જાઓ નક્કી કર્યા છે એનો હકદાર થા. પરવરદિગાર મને, તને તારા માબાપને અને તારા મોટા ભાઇને કયામતના દિવસે એકજ જગાએ ઉઠાડશે" (તારીખે તબરી. મકતલે અબી માખ્નફ વગેરે)

અલ્લામા તબરી લખે છે કે બીજી રાત્રે વલીદે ઇમામને ફરી બોલાવ્યો ઇમામે કહેરાવ્યું કે અત્યારે તો રાતનો વખત છે. સવારે એ વિષે જોઈ લેવાશે.

ઇમામની હિજરતના સમાચાર આખા દેશમાં ફરી વળ્યા. શહેરના નાનામોટા સઉ ઉદાસ જણાવા લાગ્યા. અહલેબયત મુસાફરીની તૈયારીઓ કરી રહ્યા હતા અને ઇમામ એક પછી એક સૌથી રૂખ્સત થવા લાગ્યા. નીચે માત્ર બેજ વ્યક્તિઓ સાથે રૂખ્સત થવાની હકીકત રજુ કરવામાં આવે છે.

મોહમ્મદ ઇબ્ને હનફીયહ ઇમામની સેવામાં હાજર થયા અને ઇમામને મક્કા તરફ જવાની સલાહ આપી. અને ત્યાંએ શાંતિ ન મળે

તો યમન તરફ જવા સૂચવ્યું કારણકે યમનમાં પયગમ્બરના ચાહનારા ને મદદગારો ઘણા હતા. અને ત્યાં પણ આરામ ન મળે તો પછી જંગલો ને રણોમાં જ્યાં માર્ગ મળે ત્યાં જવા કહ્યું.

ઇમામે ભાઈની સલાહ માટે એમનો આભાર માન્યો. પછી ફર્માવ્યું, "હે ભાઈ જ્યાં સુધી હું યઝીદની બયઅત નહીં કરૂં ત્યા સુધી આખી દુન્યામાં મારે માટે ક્યાંએ અમાન નથી." આ શબ્દો સાંભળી મોહમ્મદે હનફીયહ રડી પડયા. થોડા વખત પછી ઇમામે ફરમાવ્યું, "મેં મક્કા તરફ જવાનો ઇરાદો કર્યો છે અને મારા ભાઇઓ, એમના પુત્રોને મારા થેડાક મિત્રો સહુ મારી સાથે આવવા તય્યાર છે. તમે મદીનામાં રહો એમાં કંઈ બાધ નથી." એ પછી ઇમામે કાગળને કલમ મંગાવ્યા અને નીચે પ્રમાણે વસીયત લખી આપીઃ—

"અલ્લાહના નામથી જે રહમાન અને રહીમ છે. આ વસીયત છે હુસયન ઇબ્ને અલી ઇબ્ને અબીતાલિબની એમના ભાઇ મોહમ્મદને, જેઓ ઇબ્ને હનફીયહનાં નામે મશ્હૂર છે, કે હુસયન સાક્ષી આપે છે કે અલ્લાહ સિવાય કોઇ માબુદ નથી અને તે એક છે અને તેનો કોઈ ભાગીદાર કે શરીક નથી અને ખરેખર હ૦ મોહમ્મદ સ૦ તેના સેવક અને પયગમ્બર છે જેઓ સત્ય સાથે સત્ય તરફથી આવ્યા હતા અને ખરેખર જન્નત અને જહન્નમ ખરી અને સાચી વાતો છે અને ક્યામતનો દિવસ આવનાર છે એમાં કંઇ શક નથી અને ખરેખર અલ્લાહ કબ્રવાળાઓને ઉઠાડશે. ખાત્રીથી જાણજો કે હુ વૈભવવિલાસ ભોગવવા, સુખચેનથી રહેવા, અશાંતી ફેલાવા, ફસાદ જગાડવા કે અત્યાચારો આદરવા મદીનાનો ત્યાગ કરતો નથી. મારા નાનાની ઉમ્મતની સુધારણા એજ મારો ઇરાદો છે અને હું લોકોને ભલાઇનો ઉપદેશ કરીશ અને બુરાઇથી બચાવાનું કહીશ અને હું મારા નાના ને મારા પિતા અલી ઇબ્ને અબીતાલિબના પગલે ચાલું છું. જેઓ અંતઃકરણ પૂર્વક સચ્ચાઇથી મારી હિદાયત સ્વીકારશે તેઓ જાણી લે કે

અલ્લાહ સૌથી વધારે સાચો છે અને જેઓ એનો અસ્વીકાર કરી મારા ઉપર અત્યાચારો આદરશે તો હું સંયમ જાળવીશ અને ધીરજથી સહન કરીશ એટલે સુધી કે અલ્લાહ એ લોકોની ને મારી વચ્ચે હુકમ કરે. અને ખરેખર તે સૌથી મોટો હુકમકર્તા છે. હે ભાઇ! આ મારી વસીયત છે. તમને અને નથી મારી તૌફીક પણ અલ્લાહનીજ સાથે એનીજ ઉપર હું વિશ્વાસ રાખું છું અને એનીજ તરફ રજુ થાઉં છું.”

હવે સ્ત્રીઓમાંથી પણ માત્ર એકજ વ્યક્તિથી રૂખસત થવાની હકીકત નીચે લખવામાં આવે છે.

પેગમ્બરના ધર્મપત્નિ ઉમ્મુલમોઅ્મેનીન હ૦ ઉમ્મેસલ્મા (રઝી.) ને જ્યારે ઇમામની મુસાફરીના સમાચાર મળ્યા ત્યારે ઇમામ પાસે આવીને કહેવા લાગ્યા, “બેટા! તારૂં ઇરાક જવું મારાથી કેવી રીતે સહન થઇ શકશે કારણ કે મેં તારા નાનાને કહેતા સાંભળ્યા છેકે મારા પુત્ર હુસયનને ઇરાકમાં જે જમીનને લોકો કરબલા કહેશે ત્યાં કત્લ કરવામાં આવશે.”

ઇમામે ફરમાવ્યું, “મા! વલ્લાહ હું એ બધું જાણું છું. હું એ પણ જાણું છું કે કયે દિવસે કત્લ થઇશ અને મને કોણ કત્લ કરશે અને મને દફનાવનારાને પણ જાણું છું અને મારા ગોત્રજનોને મિત્રોમાંથી જેઓ શહીદ થશે એ સૌને જાણું છું અને તમે કહો તો હું મારી કબરની જમીન પણ તમને દેખાડી આપું.

આ સાંભળી ઉમ્મે સલ્મા ઝારોઝાર રડવા લાગ્યાં. પછી ઇમામે ફરમાવ્યું, “હે મા! અલ્લાહની એવીજ મરજી છે કે હું ઝુલ્મોસિતમથી કત્લ થાઉં અને શત્રુઓ મારા માથાને નેઝા ઉપર ચઢાવે અને મારા મિત્રો ને સગાસ્નેહીઓ કત્લ થાય અને મારી સ્ત્રીઓ અને મા બ્હેનો કેદ થઇને શહેરોમાં જાય અને ફર્યાદ કરે અને કોઇ તેઓની ફર્યાદ સાંભળનાર નહીં હોય અને હે મા! જો હું ઇરાક તરફ નહીં જાઉં તોપે આ લોકો મને કત્લ કર્યા વગર બેસશે નહીં.”

એ પછી ઇમામ ત્રીજીવાર પયગમ્બરના રોઝામાં ગયા અને ફરમાવ્યું, "યા રસૂલલ્લાહ! મારા માબાપ આપ ઉપર કુરબાન થાય. મારે ખેદપુર્વક આપના રોઝાથી જુદુ થવું પડે છે. આ લોકો મને યઝીદ જેવા શરાબીને દુરાચારીની બયઅત કરવા લાચાર કરે છે જો હું એમ કરૂં તો એ કુફ્ર છે, અને જો નકાર કરૂં છું તો આ લોકો મને કત્લ કરવા તૈયાર થાય છે, તમારી ઉપર મારા તરફથી સલામ હજો અને રહેમત અલ્લાહની."

એ રાત્રે ઇમામે સ્વપ્નામાં પયગમ્બર સ૦ ને જોયું. તેઓ ફરમાવી રહ્યા હતા. "હે બેટા! તારા પિતા ને ભાઇ મા'! પાસે અનંત રહેનારી જગામાં આવી પહોંચ્યા છે, પરંતુ આતુરતાથી તારી વાટ જોઇ રહ્યા છે. માટે ઉતાવળ કર અને મારી પાસે જલ્દી આવ. અને હે બેટા! યાદ રાખ કે તારા માટે જન્નતમાં અમારી સાથે અલ્લાહના નૂરનો એક એવો દરજ્જો છે જે શહાદત સિવાય મળી શકશે નહીં"

એ પછી ખેદદ નિશ્ચિતતા પૂર્વક ઇમામે મુસાફરીની બધી તૈયારીઓ કરી અને પુરૂષોમાંથી પોતાના કુટુંબીજનોના માત્ર ૨૧ પુરૂષો સાથે જેમાં ત્રણ નાના બાળકો હતા, અને હરમની સ્ત્રીઓ સાથે મદીનાને હમેશને માટે વિદાય કર્યો.

અહીં ઇબ્ને ઝુબૈરની રવાનગીની હકીકત પણ જણાવી દેવી યોગ્ય લાગે છે. અલ્લાહમાં તબરી લખે છે કે, ઇબ્નેઝુબૈર વલીદ પાસે આવ્યો નહીં ત્યારે તેણે પોતાના ગુલામોને તેને લઇ આવવા રવાના કર્યા. ગુલામોએ તેના ઘર પાસે ધાંધલ મચાવી અને પોકારવા લાગ્યા, 'હે બાયલા! તરત આવ, નહીં તો 'કત્લ થઈ જશે'. ઇબ્નેઝુબૈર આ ધાંધલ જોઇ ગભરાયો અને પોતાના ભાઇ જા'ફરને વલીદને સમજાવવા મોકલ્યો. જા'ફરે વલીદને કહ્યું, 'અત્યારે તે તમારાં આમંત્રણથી ગભરાઇ ગયો છે. એક રાતની મોહલત આપો અને તમારા

ગુલામોને પાછા બોલાવી લ્યો કાલે તે જરૂર તમારી સેવામાં હાજર થશે' વલીદે એની વિનંતિ સ્વિકારી અને ગુલામોને પાછા બોલાવી લીધા. આ તકનો લાભ લઇ ઇબ્નેઝુબૈર પોતાના ભાઇ જાફર સાથે રાતોરાત મદીનાથી નાસી છુટ્યા. સવારે વલીદે ઘોડેસવારો દોડાવ્યા પણ ઇબ્નેઝુબૈર જાહેર રસ્તાને મુકી આડેઅવળે રસ્તે મક્કા તરફ નાસી ગયેલો હોવાથી તેનો પત્તો લાગ્યો નહીં."

**મક્કાથી રવાનગી.**

મદીનાથી નિકળતાજ ૯૦ મુસ્લિમ ઇબ્ને અકીલે ઇમામને જાહેરી રસ્તાને મુકી જુદાજ રસ્તે મક્કે જવાની સલાહ આપી. પરંતુ ઇમામે એ પ્રત્યે કંઇ લક્ષ આપ્યું નહીં અને ફરમાવ્યું, "વલ્લાહ ! હું જાહેરી શાહી રસ્તો મુકીને છુપા રસ્તે જઇશ નહીં."

જ્યારે મક્કએ મોઅઝઝમા નજીક પહોંચ્યા ત્યારે મક્કાવાસીઓએ ભારે માનથી ઇમામનું સ્વાગત કર્યું અને ઘણી સેવાચારી બજાવવા લાગ્યા.

ઇબ્નેઝુબૈર ઇમામની આગળ મક્કામાં આવી પહોંચ્યો હતો અને લોકો પાસે પોતાની બયઅત શરૂ કરાવી હતી. ઇમામના આવ્યા પછી ઇબ્નેઝુબૈરના કામમાં ભારે વિઘ્ન નડયું કારણ કે લોકોએ હવે તેની પાસે આવવા જવાનું ઓછું કર્યું અને ઇમામની સેવામાં હાજર રહેવા લાગ્યા. ઇબ્નેઝુબૈરે જોયું કે ઇમામ મક્કામાં રહેશે ત્યાં સુધી મારૂં કામ નહીં થાય. હબીબુસસિયરના કર્તા લખે છે કે, સૌ કરતાં ઇબ્ને-ઝુબૈરને ઇમામની હાજરી વધારે ભારી લાગી કારણ કે ઇબ્નેઝુબૈર એવું ચાહતો હતો કે લોકો એના હાથ ઉપર બયઅત કરે પરંતુ ઇમામના આવ્યા પછી લોકો ઇમામની સેવામાં હાજર રહેવા લાગ્યા અને એમનીજ સાથે નમાઝ પડવા લાગ્યા. આવી વસ્તુસ્થિતિ હોવા છતાં ઇબ્નેઝુબૈર પોતે પણ દરરોજ સવારે ને સાંજે ઇમામની સેવામાં હાજર થતો હતો." વળી ઇબ્નેઝુબૈરના કેટલાક અયોગ્ય કામોથી મુસલમાનો વાકિફ હતા અને તેઓની નજરમાં એના માટે કંઇ માન ન હતું.

ઇમામે અહીં એક પણ માણસ પાસેથી બયઅત લીધી નહી એમની નિતિ શાંતિ ને સલામતીની હતી

જ્યારે યઝીદને એવા સમાચાર મળ્યા કે અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબૈર ને હુસયન ઇબ્ને અલી (અ૦) બયઅત કર્યા વગર મદીનામાંથી નીકળી ગયા છે અને વલીદે તેઓને અટકાવ્યા નહી ત્યારે તેણે ગુસ્સે થઇને વલીને બરતરફ કર્યો અને તેની જગાએ અમ્ર ઇબ્ને સઇદને મદીનાનો ગવર્નર બનાવ્યો અમ્ર માહે રમઝાનમા મદીનામા દાખલ થયો અને આવતાંજ એણે ઉમર ઇબ્ને ઝુબયરને પોતાનો એક અધિકારી બનાવીને અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબૈરના સાથીઓને દમદાટી આપવા માંડી દમદાટીને ગુસ્સાનો રૂખ તો ઇબ્ને ઝુબૈરના સાથીઓ તરફ હતો પરંતુ આશય કોઇ પણ ભોગે હુસયનને જાળમા જકડવાનો હતો ઇમામ એ બધી યુક્તિઓ સમજતા હતા અને હવે એમને મક્કા ખાતે રહેવુ પણ સલામતી ભર્યું ન જણાયુ

વળી બીજી ચોંકાવનારી હકીકત એ હતી કે યઝીદે ૩૦ માણસોને હાજીઓના વેશમા મક્કા ખાતે રવાના કર્યા હતા અને એ લોકોને તાકીદ કરવામા આવી હતી કે ઇમામ હજમા મશ્ગુલ હોય ત્યારે એમને મારી નાખવા (તારીખ આઅસમે કુફી મકતલે અબી મખ્નફ વગેરે)

ઇમામનો ઇરાદો જાણી લોકોએ એમને રોકાઇ જવા ઘણુ સમજાવ્યુ પરંતુ ઇમામે સૌનો આભાર માનતા પોતાની રવાનગીનો ચોક્કસ ઇરાદો જાહેર કર્યો આખરે લોકોએ એક દિવસ વધુ રોકાઇ જવાની ને હજ કર્યા પછી જવાની વિનતી કરી ત્યારે ઇમામે ફરમાવ્યુ આ લોકો અમારી દુશ્મનીમા એટલી બધી હદ ઓળંગી ગયા છે કે પોતાના મનોરથ સફળ થતા જોઇ આ પવિત્ર ભુમિનો પણ એહતેરામ કરશે નહી વલ્લાહ! મક્કાથી એક વેત દુર કત્લ થાઉં એ મને મક્કામા એક વેત અંદર કત્લ થવા કરતા વધારે પસંદ છે જો હુ કોઇ છુપી જગાએ સંતાઇ જાઉ તોપે આ લોકો મને શોધી કાઢશે અને યઝીદની બયઅત કરવા લાચાર કરશે અને

જો બયઅત નહી કરૂં તો જરૂર કત્લ કરી નાખશે. આ લોકો મારી ઉપર એવા અત્યાચારો આદરશે જેવા યહુદીઓએ ૯૦ ઇસા અ૦ ઉપર આદર્યા હતા." (તારીખે કબીર)

હજના દિવસો હતા દુરદુરથી લોકો હજ કરવા આવી પહોંચ્યા હતા અને એ સૌ ઇમામનો આમ એકાએક મક્કાથી ચાલ્યા જવાનો ઇરાદો જોઇ ઉદાસ થઈ રહ્યા હતા. સૌ કોઇ ઇમામની સેવામાં હાજર થતા હતા અને મક્કાનો ત્યાગ ન કરવા સમજાવતાં હતા. ઇમામે દરેકને તેની સમજ પ્રમાણે જવાબ આપતા હતા ઇમામના દરેક જવાબમાં આ શબ્દો સ્પષ્ટ દેખાઇ આવતા હતા કે "યઝીદની બયઅત વગર આખી દુન્યામાં મને ક્યાંએ અમાન મળનાર નથી અને હુ યઝીદની બયઅત કદી કરીશ નહી."

ઇમામ શહેરમાંથી બહાર નિકળ્યા ત્યારે હજારો માણસો એમની સાથે બહાર આવ્યા. સૌની આંખોમાંથી અશ્રુઓ વહી રહ્યા હતા અને સૌને માટે ઇમામની જુદાઇ અસહ્ય થઇ પડી હતી.

અબ્દુલ્લાહ ઇબ્ને જાફર, અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ, અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર વગેરે અનેક લોકોને ઇમામે મક્કાનો ત્યાગ કરવાનું કારણ જણાવ્યું અને એ સૌની મુલાકાતની વિગતવાર હકીકતો ઇતિહાસમાં છે.

બનીઉમય્યાના અધિકારિયોએ ઇમામને મક્કાથી ઇરાક તરફ જતા અટકાવવા પ્રયત્નો કર્યા પણ એમાં ફાવ્યા નહીં. આ લોકો યઝીદના પેલા કાવત્રાને સફળ કરવા અનહદ પ્રયત્નો કરી રહ્યા કે ઇમામ હાજીઓના હાથે માર્યા જાય. અમ્ર ઇબ્ને સઈદને જ્યારે ઇમામની રવાનગીના સમાચાર મળ્યા ત્યારે તેણે પોતાના ભાઈ યહયાને થોડાક માણસો સાથે ઇમામને અટકાવવા મોકલ્યો. ઇમામે આ લોકોનું કહેવું સાંભળ્યું નહીં ત્યારે સઈદ પોકારી ઉઠયો, "હે હુસયન! અલ્લાહથી બીતા નથી અને મુસલમાનોમાં ફિત્નો જગાડવા જઈ રહ્યા છો?" ઇમામે ફરમાવ્યું

"મારા માટે મારા આમાલ ને તમારા માટે તમારા આમાલ છે હું જે કંઈ કરૂં છું એના તમે જોખમદાર નથી ને તમે જે કંઈ કરો એનો હું જોખમદાર નથી" એટલું કહીને ઇમામે ઇરાક તરફનો માર્ગ લીધો (નાસિખુત્તવારીખ)

શહેરથી થોડુ છેટે ગયા હશે એટલામાં અબ્દુલ્લાહ ઇબ્ને જાઅફરના બન્ને પુત્રો ઔન અને મોહમ્મદ (અલયહિસ્સલામ) એક પત્ર સાથે ઇમામની સેવામાં હાજર થયા અબ્દુલ્લાહે લખ્યું હતું

'હું ખુદાનો વાસ્તો આપીને તમને વિનતી કરૂં છું કે ઇરાકની મુસાફરીનો ઇરાદો મુકી આપો અને નહીં તો તમે અને અહલેબૈત સૌ આફતમાં આવી પડશો તમેજ માત્ર પૃથ્વી ઉપર અલ્લાહના નુર છો અને મુસલમાનોને તમારી જરૂરત છે, તમેજ નહીં રહો તો પછી પૃથ્વી અલ્લાહના નુરથી ખાલી થઈ જશે માટે મારો આ પત્ર પહોંચતાજ મુસાફરી મુલ્તવી રાખજો અને હું તરતમાંજ આવી પહોંચુ છું"

## પહેલી મનઝિલ–તયગમ

આ પત્રની કંઇ પણ અસર ન થઈ ત્યારે અબ્દુલ્લાહ ઇબ્ને જાફર પોતે રવાના થયા અને પહેલી મનઝિલ પાસે ઇમામને આવી મળ્યા અહીં પણ એજ શબ્દોમાં ઇમામને મુસાફરી મુલ્તવી રાખવાની સલાહ આપી. ઇમામે જવાબમાં એટલુંજ ફરમાવ્યું, "આ કામ માટે મે પયગમ્બરને સ્વપ્ન આવ્યું હતું અને એનું પાલન મારી ઉપર વાજિબ છે" આ શબ્દો સાંભળી અબ્દુલ્લાહ ચુપ થઈ ગયા પછી પોતાના બન્ને ફરઝંદો ઔન અને મોહમ્મદને બોલાવ્યા અને કહ્યું, "વહાલાઓ! તમારા મામા સાથે જાઓ અને એક પળ માટે પણ એમનાથી જુદા પડશો નહીં

મક્કાથી ૧૦ માઈલના અંતરે આ સ્થળ આવેલું છે અહીં ઇમામે પહેલી મનઝિલ કરી ઇબ્ને અબ્બાસ અને અબુબક્ર ઇબ્ને હાશિમ ઇબ્ને હિશામ આ જગાએ ઇમામની સેવામાં હાજર થયા અને આ લોકોએ પણ

ઇમામને એવીજ સલાહ આપી. બીજા ઘણાઓએ મુલાકાત કરી અને સૌએ કુફીઓની દગાબાજીના અનેક બનાવો કહી સુણાવ્યા પરંતુ એ સૌના જવાબમાં ઇમામે એટલુંજ ફરમાવ્યું, "અલ્લાહ તમને જઝાએ ખૈર આપે. તમે સારી સલાહ આપો છો પરંતુ અલ્લાહે જે લખ્યું છે એ થઇનેજ રહેશે."

## બીજી મનઝિલ—ઝાતુલઇરિક.

આ સ્થળ તયગમથી ચાર માઇલના અંતરે આવેલું છે, અહીં અરબનો મશહુર કવિ ફરઝદક ઇમામની સેવામાં હાજર થયો. વાત એમ બની કે તે પોતાની માતાને હજના ઇરાદાથી મક્કે પહોંચાડવા આવી રહયો હતો. ઝાતુલ અરક પાસે એણે સંખ્યાબંધ તંબુઓ જોયા. તપાસ કરતાં જણાયું કે ઇમામ હુસયન અલૈહિસ્સલામ અહીં ઉતર્યા છે. તરતજ તે ઇમામના તંબુ પાસે આવ્યો, જોયું તો ઇમામ પવિત્ર કુરઆનની તિલાવત ફરમાવી રહયા હતા. અંદર આવીને સલામ પછી તેણે પુછયું. "હે પયગમ્બરના ફરઝંદ! આપની ઉપર મારા માબાપ કુરબાન થાય. આપે હજમાં શા માટે ઉતાવળ કરી?".

ઇમામે નિસાસો ભર્યો અને દુઃખભર્યા અવાજે એટલુંજ ફરમાવ્યું "જો મેં ઉતાવળ ન કરી હોત તો જાળમાં સપડાઇ જાત." પછી ઇમામે તેને કુફીઓની હકીકત પુછી.

ફરઝદકે કહ્યું, "શું આપ એવા લોકો વિષે પુછી રહયા છો જેઓ દિલથી તો આપને ચાહે છે અને આપના દર્શન માટે આતુર પણ છે પરંતુ જ્યારે લડાઇનો પ્રસંગ આવી પડશે ત્યારે આપનીજ સામે તલ્વાર ખેંચશે અને આપને કત્લ કરશે."

ઇમામે ફરમાવ્યું "તેં જે કંઇ કહ્યું એ અક્ષરશઃ સત્ય છે ખરેખર અલ્લાહનુંજ ધાર્યું થઇને રહે છે. જો તેનું ધાર્યું અમારા ઇરાદાને બંધબેસતું છે તો અમે તેનો ઉપકાર માનીશું અને છતાંએ તેજ અમને એ ઉપર મક્કમ રહેવાની શક્તિ આપશે. અને જો તેનું ધાર્યું અમારા ઇરાદાથી કંઇ જુદું છે

તોયે તે પોતાના માર્ગે ચાલનાર પોતાના બંદાઓને કદી પણ પોતાથી દૂર કરશે નહીં."

ફરઝદકે કહ્યું, "અલ્લાહ આપના આશયો પાર પાડે અને આપના માર્ગમાંથી બધાં અડચણો દૂર કરે." એ પછી તેણે હજ વિષે અમુક જરૂરી પ્રશ્નો ઇમામને પુછ્યા અને પોતાની મા સાથે મક્કા તરફ રવાના થઈ ગયો

### ચૌદ મનઝિલ—સાલ'બીયાહ.

ઝાતુલ ઇરકથી રવાના થઇ ઇમામ પોતાના સાથીઓ સાથે સા'લબીયહ ઉપર પહોંચ્યા. મક્કે આવનારાઓને અહીં ઉતારો કરવો પડે છે, હાલમાં એ એક ગામડુ હતુ પરંતુ એ વખતે ઉજ્જડ જગા સિવાય કંઈજ ન હતુ કુફેથી આવતા અબુહુર્રે આ જગાએ ઇમામને મળ્યો હતો.

આ મનઝિલે તિરિમ્માહ બિને હકમ પણ ઇમામનાં દર્શનનો લાભ લઇ શકયા. તિરિમ્માહ પોતાના બાળબચ્ચાઓ માટે ખાવાપીવાની બધી ઉપયોગી ચીજો વર્ષમા એક વખતે ખરીદી લેતા હતા. આ વખતે તેઓ એ ચીજો સાથે પોતાના બાળબચ્ચાઓ પાસે જઇ રહ્યા હતા મનઝિલે સા'લબીયહ ઉપર ઇમામની મુલાકાત થઈ ત્યારે તેઓએ કહ્યુ, આપ કુફીઓની જાળમાં ન આવો એટલા માટે હુ આપને આગ્રહ કરુ છુ કે આપ કુફામા દાખલ થશો તો આ લોકો આપને કતલ કરી નાંખશે. બલ્કે મને તો એવી બ્હીક છે કે આપ કુફા સુધી પણ સલામત પહોંચી શકવાના નથી જો આપનો વિચાર યુદ્ધ કરવાનો હોય તો અજઅના પર્વતમા છાવણી નાંખો. એ બહુ મજબુત કિલ્લો છે અને અમે આજ સુધી અહીં શાંતિથી રહ્યા છીએ આપ અહીં આવો તો અમે ને અમારા કુટુંબકબીલાના બધા માણસો આપની પુરેપુરી મદદ કરીશુ."

ઇમામે ફરમાવ્યુ. મારી ને કુફીઓની વચ્ચે કરાર થયો છે અને હું એનો ભંગ કરી શકતો નથી, જો અલ્લાહ મારા શત્રુઓને દૂર કરશે તો હું તેની આ દયા બદલ તેનો ઉપકાર માનીશ અને જો અલ્લાહની મરજીમા

એથી જુદું જ કંઈ નિમિત થઈ ચુક્યું છે તો ઈન્શાઅલ્લાહ હું ખુશીથી શહાદતનું પીણું પીશ.

ગરીબ નિરિમ્માહ ઈમામનો આ જવાબ સાંભળી ઘર તરફ ગયા અને બધી વસ્તુઓ ઘર વાળાઓને સોંપી ઈમામની સહાય કરવાના ઈરાદાથી પાછા ફર્યા. પરંતુ એ પ્રસંગ હાથથી જતોજ રહયો હતો. બહાર નીકળતાંજ જણાયુ કે ઈમામ શહીદ થઈ ગયા હતા એટલે બાપડા નિરાશ થઈને પાછા ફર્યા.

આ મનઝિલથી ઈમામે અબ્દુલ્લાહ ઈબ્ને યકતરને કુફા તરફ રવાના કર્યા હતા. આ મનઝિલ પછી માર્ગ બહુ વીકટ હતો. વાત એમ બની કે ૬૦ મુસ્લિમથી પરવારીને ઈબ્નેઝિયાદે ઈમામના રસ્તાઓ બંધ કરવાના પ્રયત્ન કર્યા. એની ઈચ્છા એવી હતી કે કુફે આવ્યા પહેલાં ઈમામ કેદ થઈ જાય અથવા કેદ ન થાય તો કુફા સિવાય અન્ય કોઈ દિશા તરફ ચાલ્યા ન જાય અને કોઈ કોમ કે કબીલાના લોકો પણ એમને ન મળી શકે, આ ઠરાવના અનુસરણમાં એણે બધા રસ્તાઓ ઉપર પહેરો બેસાડયો. હસીન ઈબ્ને નમીર એક મોટા લશ્કર સાથે એ કામની પુર્ણાહુતિ માટે રવાનો થયો અને વાકિસીયહ ( ચોથી મનઝિલ ) ઉપર પોતાની છાવણી નાખી. અહીંથીજ એણે બધા રસ્તાઓ બંધ કર્યા જે રસ્તાઓ ઉપર સખત પહેરો બેસાડવામાં આવ્યો હતો એ ત્રણ હતા મક્કાથી વાકિસીયહ બસરા અને શામ જવાના માર્ગો. વાકિસીયહ ઉપર પહેરો બેસાડવામાં ઈબ્નેઝિયાદનો આશય એવો હતો કે ઈમામ કુફે સિવાય બીજે ક્યાંય જઈ શકે નહીં. મુસ્લિમની શહાદતના સમાચાર જાણીને ઈમામ શામ કે બસરા તરફ પણ ન જઈ શકે એટલા માટે એ માર્ગો પણ બંધ કરવામાં આવ્યા હતા.

**ચોથી મનઝિલ—વાકિસીયહ.**

આ મનઝિલે ઝુહયર ઇબ્ને કંઈન ઈમામ સાથે મળી ગયા.

ઝુહયર પોતાના સાથીઓને લઈને ઇમામની સાથેજ મક્કેથી રવાના થયા પરંતુ શત્રુઓની બ્હીકના લીધે ઇમામના તંબુઓ સાથે પોતાના તંબુઓ ઉભા કરવાનું એમને કંઇ મુનાસિબ જણાયુ નહીં. આ મનઝિલની હકીકત જાણી ઇમામે ઝુહયરની પાસે એક કાસિદ મોકલ્યો. અને એમને પોતાની સેવામાં હાજર થવાનું ફરમાવ્યું. ઇતિહાસ કારો લખે છે કે ઝુહયર તેતાના સાથીઓ સાથે નાસ્તો લઈ રહ્યા હતા એવામાં ઇમામના કાસિદે આવીને આમત્રણ કહી સંભળાવ્યું. ઇમામનું આમત્રણ સાંભળતાંજ સર્વેના ચહેરા ઉપર ઘભરાટ ફેલાયો. આ લોકોની આવી સ્થિતિ જોઈ ઝુહયરની ધર્મપત્નિ દયલમ બિન્તે ઉમર ઉભી થઇ ગઈ અને પોતાના ધણીને સંબોધતી બોલી, "અસ્તગફિરૂલ્લાહ ! તમને શું થઈ ગયું છે કે પયગમ્બરના પુત્ર તો પોતાનો ખાસ માણસ તમારી પાસે મોકલે અને પોતાની સેવામાં હાજર થવાનું માન આપે અને તમે આમ તેમનાં આમંત્રણના જવાબમાં દિગમૂઢ જેવા દેખાવો।"

દયલમના આ શબ્દોથી એ લોકોની રગેરગમાં લોહી ઉછાળા મારવા લાગ્યું. ઝુહયર તરત ઇમામની સેવામાં હાજર થયા અને લાંબા વખત સુધી ઇમામની સાથે વાતો કરતા રહયા. એ પછી પોતાના તંબુ પાસે આવ્યા ત્યારે એમનો ચહેરો આનંદથી પ્રફુલ્લિત થયેલો હતો. આવતાંજ એમણે પોતાના તંબુઓ ઇમામના તંબુઓ સાથે ઉભા કરવાનો હુકમ કર્યો અને પછી પોતાની વફાદાર સ્ત્રી પાસે આવીને બોલ્યા, 'હું તને તલાક આપું છુ. મારા પિત્રાઈ ભાઈ સાથે તું પોતાના માબાપને ત્યા ચાલી જા અને મારી જેટલી મીલ્કત છે હું તને સોપું છુ. કારણ કે તારૂં કેદ થવું મારાથી કદી સહન થઈ શકશે નહીં."

એના જવાબમાં એ વીર બાળાએ જે શબ્દો કહ્યા તે અમે આ'સમે ફુરીના શબ્દોમાં અહીં રજુ કરીએ છીએ, "વાહ, ઝુહયર ! તમે તો પયગમ્બરના પુત્રની સેવામાં રહીને એમની ઉપર તમારો પ્રાણ કુરબાન

કરશો ત્યારે હું શા માટે પયગમ્બરના કુટુમ્બની શાહજાદીઓની સેવામાં અનંત સુખની હકદાર ન બનું ?" આ જવાબ સાંભળી ઝુહયર આપણા દિગ્મૂઢ થઇ ગયા અને એનો કંઇ ઉત્તર વાળી શક્યા નહીં.

એ પછી ઝુહયર પોતાના સાથીઓ પાસે આવ્યા અને સૌને સંબોધીને બોલ્યા, "હું તમને ખુશીથી રજા આપું છું કે તમારામાંથી જેને જવું હોય તે ચાલ્યો જાય અને જેને મારી સાથે આવવું હોય તે આવે. કારણ કે આ મારો છેલ્લો કરાર છે. પરંતુ તમારાથી રૂખ્સત થવા પહેલાં હ૦ સલમાન ફારસીએ કહેલી એક વાત તમને સંભળાવું છું. બલહૈનના યુદ્ધમાં વિજયી થયા પછી જ્યારે એવણ અમને મળ્યા ત્યારે એમણે પૂછ્યું, 'આ વિજયથી તમે ખુશ થયા છો કે નહીં?' અમે કહ્યું, 'બેશક, અમે ખુશ થયા છીએ.' ત્યારે હ૦ સલમાને ફરમાવ્યું, 'જ્યારે તમે હુસયનની સહાયમાં તલ્વાર ચલાવશો ત્યારે એ દિવસની ખુશી આ કરતાં ઘણી વિશેષ હશે. કારણ કે એ દિવસે ગનીમતના માલમાં આ સોનુંચાંદી નહીં પણ સ્વર્ગ મળશે. આજે હું તમારાથી રૂખ્સત થાઉં છું કારણ કે હું એ વખત સુધી જીવીશ નહીં.'" એ પછી ઝુહયર પોતાની વફાદાર સ્ત્રીની સાથે ઇમામની સેવામાં હાજર થયા; અને આશૂરાના દિવસે ઇમામ ઉપર પોતાનો પ્રાણ કુરબાન કર્યો.

## પાંચમી મનઝિલ-ખઝીમીયાહ.

ખઝીમીયહ કુર્યંએ રમલની આગળ એક નાનું ગામડું છે એ ગામડામાં ખઝીમીયહ નામનું એક મહેલ હતું. એ ઉપરથી ગામનું નામ પણ ખઝીમીયહ મશહૂર થઇ ગયું. હુસયની કાફલો એક દિવસ ને રાત અહીં રોકાયો. ઇબ્ને અસીરના જણાવ્યા પ્રમાણે ત્રીજી મનઝિલે અને અલ્લામા તબરીના જણાવ્યા પ્રમાણે આ મનઝિલે ઇમામને હ૦ મુસ્લિમ ઇબ્ને અકીલ (રહે૦) અને હાની ઇબ્ને ઉર્વાહ (રહે૦) ની શહાદતના દુઃખદ સમાચાર મળ્યા.

અબ્દુલ્લાહ ઇબ્ને સુલયમાન અને મન્ઝર ઇબ્ને ઇસ્માઇલ બની અસદ કબીલાના બે માણસો મક્કેથી ઇમામની સાથે રવાના થયા હતા. આ મનઝિલ ઉપર પહોંચીને ઇમામે એક માણસને કૂફા તરફથી આવતો દીઠો અને કૂફાની હકીકત પૂછવાનો વિચાર કર્યો. પરતુ આવનાર માણસ એટલો બધો અધીરો અને ઘભરાયેલો હતો કે તેણે હુસયની કાફલા પ્રત્યે કંઇ પણ લક્ષ આપ્યું નહી. અબ્દુલ્લાહ અને મન્ઝરે તેની પાછળ પોતાના ઉંટ દોડાવી મૂક્યા અને તેની પાસે જઈ પહોંચ્યા તેણે કહ્યુ, "મારૂ નામ બક્ર છે. અને હું બનીઅસદ કબીલાનો છુ." આ બન્નેએ કહ્યુ કે "અમે પણ એજ કબીલાના છીએ" પછી કૂફાની હાલત પૂછી તેણે કહ્યુ, "વલ્લાહ ! મુસ્લિમ ઇબ્ને અકીલ અને હાની ઇબ્ને ઉર્વાહની શહાદત મે નજરો નજર જોઇ અને તેઓની લાશો આખા શહેરમાં ફેરવતી પણ જોઇ" એ સાભળી આ બન્ને એટલા મદહોશ બન્યા કે તરતજ ઇમામની સેવામા બધી હકીકત બયાન કરી શકયા નહી

## ઝરૂદ મનઝિલ-ઝબાલા.

આ મનઝિલે પહોંચ્યા પછી અબ્દુલ્લાહ ઇબ્ને મન્ઝરે હ૦ મુસ્લિમની શહાદતના સમાચાર ઇમામને કહી સભળાવ્યા. સાથે એટલું પણ ઉમેર્યુ કે "હવે આપનુ આગળ વધવું કોઇપણ રીતે ઇચ્છવાજોગ નથી. માટે મુનાસિબ છે કે આપ અહીંથી મક્કા તરફ પાછા ફરો" એના જવાબમા ઇમામે તો કંઇ ફરમાવ્યુ નહી પરતુ હ૦ મુસ્લિમના ભાઇઓ બોલી ઉઠયા, "કાતો અમે અમારા ભાઇના ખૂનનો બદલો લઇશું અથવા તો એમની જેમ શહીદ થઇ જઇશું પણ અમે પાછા ફરવાના નથી" આ શબ્દો સાભળી ઇમામે ફરમાવ્યુ, "આવા સગાઓ પછી દુન્યામાં જીવવામાં કંઇ સાર નથી." ( મક્તલુન્નશઅતૈન )

આ'મમે કુરી લખે છે કે હ૦ મુસ્લિમની એક નાની દિકરી રૂકય્યા

ઇમામની સાથે હતી. ૯૦ મુસ્લિમની શહાદતના સમાચાર જાણી ઇમામે ઇન્ના લિલ્લાહે વ ઇન્ના એલયહે રાજેઉન એ આયતની તિલાવત ફરમાવી અને પછી હરમમાં આવીને રૂકય્યાને પોતાના ખોળામાં બેસાડી લીધી અને તેને બેહદ પ્યાર કરવા લાગ્યા; નિર્દોષ બાળા બોલી, "કાકા ! આટલી બધી મહેરબનીના શો અર્થ ! આટલી મહેરબાની તો આપ અનાથ પ્રત્યે દેખાડો છો. શું મારા પિતા મુસાફરીમાં માર્યા ગયા ?" રૂકય્યાના આ શબ્દો સાંભળી ઇમામ ઝારોઝાર રડવા લાગ્યા અને આખા હરમમાં સૌની આંખોમાંથી અશ્રુસરિતા વહેવા માંડી.

અબુ મખ્નફ જણાવે છે કે હિલાલ ઇબ્ને નાફેસ અને ઉમર ઇબ્ને ખાલિદ, જેઓ કુફાથી આ મનઝિલે ઇમામની સેવામાં હાજર થયા હતા. તેઓએ ૯૦ મુસ્લિમની શહાદતના સમાચાર પહોંચાડયા ઇમામે તેઓને કુફાની વસ્તુસ્થિતિ પુછી. તેઓએ કહ્યું, કુફાના રઇસો અને દૌલત મંદો તો ઇબ્નેઝિયાદના પક્ષમાં છે બાકી બીજા સૌ આપને ચાહે છે." એ પછી ઇમામે સૌને એકત્ર કર્યા અને ફરમાવ્યું, "હે લોકો ! આપણી ઉપર જે કૈં ગુજર્યું એ તમે સૌ જાણો છો. જમાનો બદલાઇ ગયો છે. નેકીઓ બંધ પડી છે. અને વાસણના પડી જવા પછી તેમાં જેટલું પાણી રહી જાય છે એટલીજ નેકીઓ રહી ગઇ છે. સત્ય ઉપર અમલ નથી રહ્યું, અસત્યથી કોઇ બચતું નથી. એવી વસ્તુસ્થિતિમાં અલ્લાહ ઉપર વિશ્વાસ રાખનારાઓ મૃત્યુને સદભાગ્ય ગણે છે અને ઝાલિમો સાથે જીવવાને મહા પાપ"

અબ્દુલ્લાહ ઇબ્ને યકતરની શહાદતના સમાચાર પણ નાફેએ સંભળાવ્યા. ઇમામે સૌને બીજી વખતે એકઠાં કર્યા અને ફરમાવ્યું "હે લોકો ! મુસ્લિમ, હાની અને અબ્દુલ્લાહની કત્લના દુઃખદ સમાચાર પહોંચ્યા છે અને આપણા સહાયકો આપણો સાથ છોડી બેઠા એ પણ આપણે જાણી લીધું. માટે જે જવા ચાહતો હોય તેને હું ખુશીથી

રજા આપુ છુ." એ પછી થોડો વખત રહીને ઈમામે ફરમાવ્યુ, " હે **લોકો! તમારામાં જેઓ તલ્વારના જખમો અને ભાલાના ઘા ઝીલવાની હિમ્મત રાખતા હોય તેઓજ અમારા સાથે આવે અને જેઓ એ દુખો સહન ન કરી શકતા હોય તેઓ અહીથીજ અમારાથી જુદા પડી જાય.** (મકતલે અબી મખ્નફ, નાસિખુત્તારીખ)

ઈમામ શરૂઆતથીજ પોતાની કત્લના સમાચાર લોકોને સંભળાવતા આવ્યા હતા, પરંતુ એમના શબ્દો ઉપર વિશ્વાસ નહી લાવીને મક્કાથી હજારો માણસો ધન સંગ્રહની લાલચમા ઈમામની સાથે સાથે અહી સુધી આવ્યા હતા આ લોકો એવુ સમજતા હતા કે ઈમામ કુફીઓના વચનો ઉપર વિશ્વાસ રાખીને યઝીદ સામે યુદ્ધ આરંભવા જઈ રહયા છે અને પોતે પયગમ્બરના દોહિત્ર હોવાથી અને યઝીદ પ્રત્યે આખા મુસ્લિમ જગતને તિરસ્કાર હોવાથી હજારો માણસો ઈમામનો પક્ષ કરશે અને અંતે વિજય પણ એમનેજ મળશે. પરંતુ અહી તલ્વારો ને ભાલાના ઘાનુ નામ સાંભળીને લક્ષ્મીના એ ઉપાસકોના પગ મેદાનથી ડગમગવા લાગ્યા. અબુ મખ્નફ લખે છે, 'આ શબ્દો સાંભળીને લોકો અહી તહી વિખેરાવા લાગ્યા અને ઈમામની સાથે એમના ખાસ કુટુંબીજનો અને અમુક વફાદાર મિત્રો સિવાય બીજુ કોઈ ન રહયુ. આ લોકો મદીનાથી હુસયનની સાથે આવ્યા હતા અને એમની સંખ્યા બોંતેરની હતી. આજ લોકો ઈમામની સાથે આગળ વધ્યા." (મકતલે અબી મખનફ)

## સાતમી મનઝિલ-કસરે મકાતિલ.

અહી પહોચતા આખુ મયદાન ઘોડેસ્વારો ને સૈનિકોથી ભરાયેલુ દેખાયુ. દૂરદૂર સુધી તબુઓ ઉભા કરેલા હતા. વાત એમ હતી કે ૬૦ મુસ્લિમથી પરવારીને ઇબ્નેઝિયાદે ઈમામના બધા માર્ગો બંધ કરાવ્યા અને પછી હુર ઇબ્નેયઝિદે રિયાહી ને ૧૦૦૦ સૈનિકો સાથે ઇમામને

ફ્રૂફે સિવાય બીજે ક્યાંય જવા ન દેવા રવાનો કર્યો.

હુર અહલેબયતનો માનનારો હતો. એક સરદાર તરીકે પોતાના રાજાની આજ્ઞા બજાવવા તે આવ્યો હતો. તેનો આશય કદી પણ ઇમામને દુઃખ પહોંચાડવાનો ન હતો. અલબત, અત્યાર સુધી જની ઉમય્યાના છળકપટ ને મનોરથ તેની સમજમાં આવ્યા ન હતા.

સુર્ય બરોબર માથા ઉપર આવી પહોંચ્યો. હુરનું લશ્કર તરસ્યું હતું અને એ લોકો પાસે પાણી નહોતું. વસ્તુ સ્થિતિથી વાકિફ થઇને ઇમામે પોતાના સાથીઓને હુરના લશ્કર અને જાનવરોને પાણી પાવાની આજ્ઞા કરી ઇતિહાસકારો લખે છે કે ઘોડાઓ ત્રણત્રણ વાર ડોલ તરફથી મોઢું ફેરવી ન લીધું ત્યાં સુધી તેઓને પાણી પાવામાં આવ્યું

ઝોહરની નમાઝનો વખત થવા આવ્યો ત્યારે ઇમામે હુરના લશ્કરને સંબોધીને ફરમાવ્યું, "હે લોકો! અલ્લાહની મરજી એમાંજ છે કે તમે માત્ર એક અલ્લાહથીજ બ્હીઓ અને હકદારોના હક જાણો. અમે પયગમ્બરના અહલેબયત છીએ, ખિલાફત ને ઇમામત અમારો હક છે. આ અસત્ય પુજકોનો નથી જેઓ બળજબરીથી તમારી ઉપર રાજ્ય કરતા થઇ ગયા છે. પરંતુ જો તમે અમને નાપસંદ કરતા હો અને જાણી જોઇને અમારા હકથી અજાણ બનતા હો અને જે કંઇ તમે તમારા કાસિદો ને પત્રો મારફતે અમારી સાથે પ્રતિજ્ઞાઓ કરી છે એથી ફરી જતા હો તો કંઇ નહીં હું પાછો ચાલ્યો જાઉં છું."

આ શબ્દો સાંભળી હુરે કહ્યું, " પત્રો ને કાસીદોની વાતથી અમે વાકિફ નથી."

ઇમામે અકબા ઇબ્ને સમ્આનને આજ્ઞા કરી. તરતજ કુફીઓના પત્રોની બે થેલીઓ હાજર કરવામાં આવી અને એ પત્રો હુરની સામે પાથરી દેવામાં આવ્યા.

હુરે કહ્યું, "અમે એના લખનારાઓમાં નથી. અમને તો એટલીજ

આજ્ઞા થઇ છે કે અમે આપને ઇબ્નેઝિયાદ આગળ લઇ જઇએ."

ઇમામે ફરમાવ્યુ, "તમે આ પ્રયાસમા તમારા પ્રાણ ખોશો નહી ત્યા સુધી ચેનથી બેસવાના નથી."

આખરે લાંબા વાદવિવાદ પછી એવુ ઠરાવવામા આવ્યુ કે વસ્તુસ્થિતિ ઇબ્નેઝિયાદને લખી જણાવવામા આવે અને તેનો ઉત્તર આવે ત્યા સુધી પાછા ફરવાના માર્ગ સિવાય બીજા કોઇ પણ માર્ગે મુસાફરી ચાલુ રાખવામા આવે.

એ પછી ઇમામ પોતાના તંબુમા આવ્યા. હુર પણ ઇમામની સેવામા આવીને બેઠો. એટલામા કુફેથી હુરના નામે ઇબ્નેઝિયાદનો પત્ર આવ્યો. એમા લખ્યુ હતુ કે આ પત્ર પહોંચતાજ હુસયન ઇબ્ને અલી અને એમના સાથીઓને નજરકેદ કરી લેજે અને મારી દરબારમા આવે ત્યાસુધી એમની સાથેજ રહેજે."

પત્ર વાચ્યા પછી હુર પોતાના સાથીઓ પાસે આવ્યો અને કહયુ, "આ મરદુદ મને લખે છે કે હુ ઇમામ હુસયન અ૦ ને કેદ કરી લઉ. અને હુ વિચારૂ છુ તો ઇમામને દુખ પહોંચે એવુ કોઈ પણ કામ કરવા મારૂ અંતઃકરણ મને ના પાડે છે શુ કરવુ એ કઈ સુઝતુ નથી."

હુરની આ વાતો સાંભળીને એના એક સાથી અબુશઅશાઆએ ઇબ્નેઝિયાદના કાસિદને કહયુ, "તારી મા તારી જુદાઈમા રડે! તુ શા માટે અહીં આવ્યો છે?"

તેણે કહયુ, "મે મારા ઇમામની તાબેદારી કરી અને તેનો સદેશો તમને પહોંચાડયો."

અબુશઅશાઆએ કહયુ, "તુ તારા ઇમામ (ઇબ્નેઝિયાદ) ની તાબેદારીમા અલ્લાહનો મોટો ગુનેહગાર થયો ને તારૂ સર્વસ્વ ખોયુ દુન્યા અને આખેરત બન્ને બગાડી અને કયામતમા તારા માટે જહન્નમની આગ સળગાવી રાખી અને તારા ઇમામ માટે તો ખુદાએ પવિત્ર

ખુલ્લું કહ્યું છે, "અને આ એવા ઇમામો (સરદારો) છે જેઓ લોકોને જહન્નમ તરફ બોલાવે છે અને કયામતના દિવસે એ લોકોની કંઈ પણ સહાય કરવામાં આવશે નહીં."

હજી એ વાતો થઈ રહી હતી ત્યાં અઝાનનો અવાજ આવ્યો. હુર ફર્યો અને પોતાના લશ્કર સાથે ઇમામની સેવામાં હાજર થયો અને એમની પાછળ નમાઝ અદા કરી.

નમાઝ પછી હુસયની કાફિલો આગળ વધવા લાગ્યો ત્યારે હુર વચ્ચે પડયો અને ઇમામના ઘોડાની લગામ પકડી લીધી.

ઇમામે ફરમાવ્યુ, "તારી મા તારા દુખમાં રડે! હુર! તારો શો ઇરાદો છે?"

એણે અરજ કરી, 'હે પયગમ્બરના ફરજંદ! આપ સિવાય બીજાએ મારી માનું નામ લીધું હોત તો હું પણ તેની માને આ શબ્દોથીજ યાદ કરત. પરંતુ વલ્લાહ! હું આપની પવિત્ર માતાનું નામ નેકી ને ભલાઇ સિવાય બીજા કોઇ શબ્દ સાથે લઈ શકતો નથી"

ઇમામે ફર્માવ્યું, "હુર! હું તારૂં કહયું માનીશ નહીં," એણે કહયું, હું પણ આપને જવા દઇશ નહીં."

ઇતિહાસ કારો લખે છે કે એ બન્ને વાકયો વારંવાર અરસપરસ બોલાયા ત્યારે ઇમામે ફરમાવ્યું, "ઠીક છે. જો તારો એવોજ ઇરાદો હોય તો તું પણ એકલો મેદાનમાં આવ અને હું પણ એકલો આવું છું. આપણા બન્ને વચ્ચે એનો ચુકાદો થઈ જાય."

હુરેં કહ્યું, "અમે આપની સાથે લડવા નથી આવ્યા. અમને જે આજ્ઞા થઈ છે તે એટલીજ છે કે અમે આપને કુફે પહોંચાડી દઇએ અને જ્યાં સુધી આપને મારૂં કહયું ન માનવું હોય તો આપ કોઈ એવો માર્ગ લ્યો જે ન તો મદીના તરફ જતો હોય અને ન તો કુફા તરફ. ઇબ્નેઝિયાદનો જવાબ આવી રહે ત્યાં સુધી એજ સ્થિતિએ

આપણે ચાલીશું."

અસ્લામાં તબરી લખે છે કે એ સલાહ પછી હ૦ ઈમામ હુસયન અ૦ મે એ માર્ગ મુકી આપ્યો અને એક રિવાયત પ્રમાણે દમીશ્ક તરફ ચાલ્યા.

**આઠમી મનઝીલ હુજાઈનુન્નુઅમાન.**

આ મનઝિલ તિરિમાહ ઈબ્ને અદી અને મજમઅ ઈબ્ને અબ્દુલ્લા ઇમામની સેવામાં હાજર થયા. આ લોકો કુફેથી આવ્યા હતા. ઇમામે વસ્તુ સ્થિતિ પુછી એ લોકોએ કહ્યુ "સામાન્ય રીતે સરદારોને મોટી મોટી લાંચ આપીને ઇબ્ને ઝિયાદે પોતાની સાથે ભેળવી લીધા છે અને આ લોકો આપના વિરોધી થઈ બેઠા છે. બાકી કુફીઓ આપને ચાહે છે પણ એથી આપને શો લાભ ?

"કાલે તેઓનીજ તરવારો ઈચ્છા કે અનીચ્છાએ આપની ઉપર ખેંચેલી હશે ઇબ્નેઝિયાદ લાલચ અને દબાણથી' આ લોકોનેજ આપની વિરૂદ્ધતા કરવા તૈયાર કરી લેશે." ઈમામે પુછ્યુ "મારા કાસીદ કૈસનુ શું થયુ ?" મજમએ કહ્યુ, "કૈસ શહીદ થઈ ગયા" ઈમામની આંખોમા આંસુ ભરાઈ આવ્યા અને એમના હોટ ઉપર પવિત્ર કુરઆનની આ આયાત ઉચ્ચારાઈ:–"અને તેઓમાના કેટલાક ગુજરી ગયા અને કેટલાક એવા છે જેઓ રાહમાં છે અને ખરેખર એમાં કૈં પણ ફેરફાર થનાર નથી."

તિરિમ્માહે અરજ કરી, "હુ જોઈ રહ્યો છું કે આપની સાથે આટલા થોડા લોકો છે અને એ માટે તો હુરનું લશ્કરજ પુરતું છે. અને ત્યાં કુફાના મેદાનમાં એટલી મોટી મોટી ફોજો તૈયાર થઈ રહી છે કે, આજ પહેલાં અમે એક જગાએ આટલુ લશ્કર કદી જોયુ ન હતું. ત્યાં તપાસ કરતા જણાયુ કે, બધા સૈનિકો આપના મુકાબલા માટે રવાના કરવામાં આવશે." ઈમામે ફરમાવ્યું, "ઇન્ના લિલ્લાહે વ ઇન્ના ઇલયહે રાજેઉન."

ત્યાર પછી હુસયને પોતાના નવજવાન ફરઝંદ અલીઅકબરને ફરમાવ્યુ, "હવે આપણી શહાદતનો વખત નજીક આવી પહોંચ્યો લાગે

છે." અલીઅકબરે ફરમાવ્યું, પિતાશ્રી! જ્યારે આપણે સત્ય ઉપર છીએ ત્યારે મૃત્યુની બીક કેવી? અમે ખુશીથી સત્ય ઉપર અમારા પ્રાણ કુરબાન કરીશું" ઇમામે પુત્રને દુઆ આપી.

## નવમી મનઝિલ-ઝી ખુમ.

આ મનઝીલે પહોંચ્યા પછી ઇમામે પોતાના સાથીઓને ફરમાવ્યું' "વસ્તુસ્થિતિ જેવી છે એ તમે સારી રીતે જાણો છો અસત્યનો દોર છે સત્ય પર અમલ કરનારા હવે દેખાતા નથી હવે એ વખત આવી પહોંચ્યો છે કે ફિત્નાખોર ને ફસાદી શત્રુઓથી વિમુખ થઇને ઇમાન લાવનારાઓ અલ્લાહનીજ તરફ મોઢું કરે. મને આ ઝાલિમો સાથે જીવવું બહુ ભારે લાગે છે અને ખરેખર હું મારા મૃત્યુને શહાદત સમજું છું."

ઝુહૈર ઇબ્ને કૈન સાથીઓ તરફથી ઉત્તર વાળ્યો, "હે પયગમ્બરનાં ફરઝંદ! દુન્યા અમારા માટે અનંત રહેનારી અને અમે એમાં અમર રહેનાર થઈ જતા હોઈએ તોયે અમને આપની સહાયને એ ઉપર સરસાઈ આપીશું." એ પછી હિલાલ ઇબ્ને નાફ્ઇ, હબીબ ઇબ્ને મઝાહેર અને બીજા વફાદાર સાથીઓએ પણ એવાજ ઉદગારો કહ્યા.

'એ મનઝિલથી નિરિમ્માહ ઇબ્ને અદી, હુસયનના નાના કાફલાના ભોમિયા બન્યા અને મોટી સડક મુકીને એક નાના રસ્તે કરબલા તરફ રવાના થયા. હુરનું લશ્કર પણ જરા પાછળ પાછળ સાથેજ આવતું હતુ. જ્યારે હુસયની કાફલો નયનવા પાસે આવી પહોંચ્યો ત્યારે એકાએક કુફા તરફથી એક સવાર બાઉજ ઝડપથી ઘોડો દોડાવતો પાસે આવી પહોંચ્યો હુરનું લશ્કર અને હુસયની કાફલો બન્ને થોભ્યા આવનારો ઇમામને સલામ કર્યા વગર કમરમાંથી એક પત્ર કાઢીને હુરના હાથમાં આપ્યો એ પત્ર ઇબ્નેઝિયાદનો હતો.

સૌ સાંભળી શકે એવી રીતે હુર પત્ર વાંચવા લાગ્યો. "અમ્મા બાદ, જ્યારે મારો આ કાસીદ અને મારૂં આ ફરમાન તને મળે ત્યારે

હુસયનને નમ્નીથી કેદ કરી લેજે અને કોઈ પાણી વગરના રેતાળ રણમાં થોભાવજે. મે આ કાસદને હુકમ આપ્યો છે કે તુ એ આજ્ઞા પાળે ત્યા સુધી એ તારી સાથે રહે માટે જલ્દીથી મારા ફરમાન પ્રમાણે અમલ કર અને પછી મને ખબર આપ" (તારીખે તબરી)

એ પછી ઈમામે હુસયન પોતાના વફાદાર સાથીઓ સાથે કરબલાના બળતા રણમા આવી પહોચ્યા



## ઈમામે હુસયન અ૦ નાં કુંટુમ્બીઓ જે કરબલામાં ઈમામનાં સાથે શહીદ થયા.

| નં. | નામ | સંબંધ |
| --- | --- | --- |
| ૧ | હ૦ અબ્બાસ ઇબ્ને અલી, અ૦. | હઝરત ઇમામ હુસેન અ૦ નાં ભાઇઓ, |
| ૨ | ,, ઔન ઇબ્ને અલી, અ૦. | |
| ૩ | , મોહમ્મદ ઇબ્ને અલી, અ૦. | |
| ૪ | ,, ઉસ્માન ઇબ્ને અલી, અ૦. | |
| ૫ | ,, જાફર ઇબ્ને અલી, અ૦. | |
| ૬ | ,, અબ્દુલ્લા ઇબ્ને અલી, અ૦. | |
| ૭ | ,, અલી અકબર ઇબ્ને હુસેન અ૦ ઉ. વ. ૧૮ | હ૦ ઇમામે હુસેન અ૦ ના ફરઝંદો. |
| ૮ | ,, અલી અસગર ઇબ્ને હુસેન અ૦ ઉ. મા. ૬ | |
| ૯ | ,, કાસીમ ઈબ્ને હસન અ૦ ઉ. વ. ૧૩ | હ૦ ઇમામે હુસયન અ૦ નાં ભાઇ હ૦ ઇમામે હસન અ૦ નાં ભાઈ ફરઝંદો |
| ૧૦ | ,, અબ્દુલ્લા ઈબ્ને હસન અ૦ | |
| ૧૧ | ,, અહમદ ઈબ્ને હસન અ૦ | |
| ૧૨ | ,, ઔન ઇબ્ને અબ્દુલ્લાહ | હ૦ ઇમામે હુસયનની બહેન જનાબે ઝયનબે ખાતુન નાં ફરઝંદો |
| ૧૩ | ,, મોહમ્મદ ઇબ્ને અબ્દુલ્લાહ | |
| ૧૪ | ,, જાઅફર ઇબ્ને અકીલ | મુસ્લિમ ઇબ્ને અકીલનાં ભાઇઓ હ૦ ઈમામે હુસેન અ૦ નાં કાકાઈ ભાઇઓ |
| ૧૫ | ,, અબ્દુલ્લા ઇબ્ને અકીલ | |
| ૧૬ | ,, અબ્દુર્રહમાન ઇબ્ને અકીલ | |
| ૧૭ | ,, મુસા ઇબ્ને અકીલ | |
| ૧૮ | ,, ઔન ઇબ્ને અકીલ | |
| ૧૯ | ,, અલી ઇબ્ને અકીલ | |
| ૨૦ | ,, અહમદ ઇબ્ને મોહમ્મદ | મોહમ્મદ ઇબ્ને અકીલનાં ફરઝંદો |
| ૨૧ | ,, જાઅફર ઇબ્ને મોહમ્મદ | |
| ૨૨ | ,, અબ્દુલ્લાહ ઇબ્ને મુસ્લીમ | હ૦ ઈમામે હુસયન અ૦ ની બહેન જનાબે રૂકય્યા ખાતુનનાં ફરઝંદો |
| ૨૩ | ,, મોહમ્મદ ઇબ્ને મુસ્લીમ | |




# બનાતવાલાનો એવરરેસ્ટ બામ

દરેક શહેરમાં એક બાટલી તો રાખવીજ જોઈએ જથાબંધ લેનારને કમીશન આપવામાં આવશે.

માથાના દુઃખાવા અને શ્લેષ્મ, માટે એક રામબાણ ઇલાજ છે.

મરડાઈ જવાથી લચક ભરાવાથી કેવાગી જવાથી ચડેલા સોજો અને વેદના આ બામ ચોપડવાથી તરત નરમ પડે છે

**આજેજ મંગાવીને ખાત્રી કરો**

મળવાનું ઠેકાણું:—

**જગમશહુર ખોજા**

## હાશમ મનજી પદમસી સુરમાવાળા

મુળજીજેઠા કાપડ મારકીટ, શેખ મેમણ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨

હાજીઓ તથા ઝવ્વારોને પ્રવાસ-ઉપયોગી
સુચનાઓ આપતું માર્ગદર્શક પુસ્તક:
તવારીખે કાબા તેમજ કરબલાની કુરબાની શા માટે? ની પુરાની
ઈતિહાસિક બનાવોની રસિક હકીકત સાથે.



# * રાહનુમાએ ફયઝ *

[ફાયદાનો માર્ગ બતાવનાર]



તેમજ

૧. મુંબઈથી મક્કેમોઅઝ્ઝમાં તથા મદિને મુનવ્વરા.
૨. મુંબઈથી કરબલા મોઅલ્લા.
૩. કરબલાએ મોઅલ્લાથી બયતુલમુકદ્દસ.
૪. મુંબઈથી મશહદે મુકદ્દસ.
૫. મશહદે મુકદ્દસથી કાઝમીન શરીફ.

**ની મુસાફરીઓની ઉપયોગી વીગતો.**

**— કિંમત આઠ આના. —**

પોસ્ટેજ જુદું.

છપાવી પ્રગટ કરનાર
**અનજુમને ફયઝે પંજેતની,**
૧૧, સેમ્યુઅલ સ્ટ્રીટ, ખોજા મસ્જીદની સામે-મુંબઈ ૯.

# ખંડ બીજું.

**બળતા રણમાં.**

કુફાથી લગભગ ૯ થી ૧૦ માઈલના અંતરે ફુરાત નદીના કાંઠે આવેલી એક રેતાળ અને ઉજ્જડ જગાનું નામ કરબલા હતું. અત્યારે તો એ એક મશહુર શહેર છે અને દુનિઆના નકશાઓમા મશહદે હુસયનના નામે પણ મશહુર છે એ વખતે આ ઉજ્જડ જગાની આસપાસ નાની નાની વસ્તીઓ આબાદ હતી, અહી વસતા આરબોના જુદા જુદા કબી લામા બની અસદ સૌથી વધારે મશહુર હતા. આ વસ્તીઓ નયનવા, ગાઝરીયહ, મશીયહ અને માગ્યિહના નામે ઓળખાતી હતી. સૌથી મોટી વસ્તી ગાઝરીયહ, નદીના સામે કાંઠે આબાદ હતી. અહીની બીજી ઉજ્જડ જગાઓને જુદા જુદા નામ આપવામા આવ્યા હતા. એ ઉજ્જડ જગાઓ અલ્કુમ્તહ અને શતુલફુરાતના નામે પણ ઓળખાતી હતી.

બધા ઈતિહાસકારો આ વાત ઉપર સહમત છે કે ગુરૂવાર તા૦ ૨ જી મોહર્રમ સન ૬૧ હિજરીના દિવસે હુસયની કાફલાએ કરબલામા પ્રવેશ કર્યો

અબુમખ્નફ મકતલમા લખે છે કે પછી સૌ આગળ વધ્યા એટલે સુધી કે કરબલા પાસે આવી પહોંચ્યા. ચાલતા ચાલતા ઈમામની સવારીનો ઘોડો એકાએક રોકાઈ ગયો, ઈમામે તેને આગળ ચલાવવા ઘણું ચાહ્યુ પણ તે એક ડગલુ પણ આગળ વધ્યો નહી. ઈમામે પુછ્યુ. "આ કઈ જમીન છે ?" લોકોએ કહ્યુ, "એને કરબલા કહે છે." સદાએકે મોહરકામા

ઇમ્નિ કસીર લખે છે કે આ શબ્દો સાંભળીને ઇમામે જમીનની માટી હાથમાં લઈને સુંઘી અને પછી ફરમાવ્યું, "વલ્લાહ! આજ જમીન કર્બ (કષ્ટ) અને બલા (પરિક્ષણ) ની છે. અહીં મારા હરમની સ્ત્રીઓ કેદ થશે. આજ જગાએ મારા બાળકો ઝિબ્હ કરી નાંખવામાં આવશે અને અમારા પુરુષોને કત્લ કરવામા આવશે. અહીં પૈગમ્બરના અહલેબયતનું અપમાન કરવામાં આવશે અને મારી દાઢી મારાં માથાના લોહીથી રંગીન થશે અને અહીંજ અમારી કબ્રો ચણાશે."

હુસયની કાફલો હજી ઉતરવાએ ન પામ્યો હતો એટલામાં હુર આવી પહોંચ્યો અને તેણે ઇમામને વસ્તી અને નદી બન્નેથી દુર ઉતારો કરવાનું કહ્યું. ઇમામે ઘણું સમજાવ્યું કે "અમને નયનવા કે સફીયહમાં ઉતરવા દે અને એ જો તને ન પરવડતું હોય તો નદી કાંઠે આ રેતાળ ઉજ્જડ જગામાંજ ઉતારો કરવા દે." પણ તેણે કહ્યું કે ઇબ્નેઝિયાદનો આના આગળ હુ લાચાર છું અને તેનો કાસિદ મારી સાથે સાથે છે." ઝુહૈરે કૈને કહ્યું, "યબ્નારસુલિલ્લાહ । આ લોકો સાથે યુદ્ધ આસાન છે અને જે ખીછ ફોજ્મે આવનારી છે તેનો મુકાબલો ભારે પડશે. ઇમામે ફરમાવ્યું, "હું મારા તરફથી યુદ્ધ આરંભીશ નહીં." (સલાહુન્નશઅતન પૃ. ૨૯)

ઇતિહાસકારો લખે છે કે એ વખતે હ. અબ્બાસે તલ્વાર ખેંચી લીધી અને કહેવા લાગ્યા, "યબ્નારસુલિલ્લાહ! કોની મજાલ છે કે આપણને નદી કાંઠે ન ઉતરવા દે. આપણે અહીંજ આપણા તંબુઓ ઉભ કરીશું." ઇમામે ફરમાવ્યું, "ભાઈ અબ્બાસ! મને શાંતિ પ્રીય છે."

આખરે હુસયની કાફલાએ નદીથી દુર કરબલાની રેતાળ ને ઉજ્જડ જગાએ પોતાના તંબુઓ ખડા કર્યા. ત્રણ માઈલના અંતરે નદી કાંઠે હુરના લશ્કરે પોતાની છાવણી નાંખી.

ઇમામ હુસયન અલયહિસ્સલામ પોતાના હથયાર સાફ કરતા જતા

હતા અને નીચેની લીટીઓ બોલતા જતા હતા–

"હે ઇરાકીઓ! તમે કોઇને મિત્ર જાણો છો? કોઇને ભલા ન લાયક સમજો છો? આ ખામનામા ન્યાય પ્રભુના હાથમા છે અને દરેક જીવતા એક દિવસે મરનાર છે. હવે ન અહીંથી આગળ રહનાર નથી અને બીજે કયાય જનાર પણ નથી"

નાસિખુત્તવારીખના કર્તા લખે છે કે હ૦ ઇમામ ઝયનુલઆબેદીન અ૦ ફરમાવે છે કે બાપ પિતાના આ શબ્દો સાભળતા મારી આખોમા આંસુ ભરાઇ આવ્યા મે મન ઉપર કાબુ રાખ્યો પરતુ મારી માતાથી સહન ન થઈ શકયુ અને રડતા બોલ્યા, "કાશ અમે આ વખત જોવા જીવ્યા ન હોત યબ્નરસુલિલ્લા! આપ તો એવી વાતો કરો છો જાણે મૃત્યુ માથે ફરી રહ્યુ હોય અને જેની સપુર્ણ ખાત્રી હોય. આપની વિના નાનકી મારૂ હૃદય બુઝાઈ જાય છે" એટલુ કહીને ઝારોઝાર રડવા લાગ્યા હ૦ ઉમ્મે કુલ્સુમ અ૦ આ૦ રડતા બોલ્યા, 'હે પૈગમ્બરના ફરઝદ' અફસોસ છે અમારી ઉપર કે અમે આપની પાછળ રડીએ" ઇમામે સઘને દિલાસો આપ્યો અને ફર્માવ્યુ, "હે બ્હેનો! મૃત્યુ સઘને માટે છે આકાશવાસીઓ પણ મરી જશે અને પૃથ્વી ઉપર રહેનારાઓ માટે પણ મૃત્યુ છે અને સધી મખ્લુક એક દિવસે ફના થશે હે ઉમ્મેકુલ્સુમ! હે ઝયનબ! હે આતેકા! અને હે સુકયના! જ્યારે હુ કત્લ થઇ જાઉં ત્યારે મારી લાશ ઉપર પોતાના કપડાઓ ચીરશો મા અને પોતાના ચહેરા ઝખ્મી કરના નહી બલ્કે અલ્લાહની આજ્ઞાઓ પ્રમાણે સબ્રદારી કરજો" એ પછી એ પાક બીબીઓ અદર જઇને મોટા અવાજે ઝારોકતાર રડવા લાગી. ઇમામ અદર આવ્યા અને ફર્માવ્યુ, "હે અહલેબયત! સબ્ર કરો" હ૦ ઝયનબ ખાતુને ફરમાવ્યુ, આપની શહાદત ઉપર અમારાથી કેમ સબ્ર થઇ શકે! આપની પાછળ જીવવામા સાર નથી. હે ભાઇ! આપ આવી વાતો કરો છો ત્યારે અમે શા માટે ન રડીએ! કેમ ભાઈ! હુ આપને

કત્લ થતાં, હરમની સ્ત્રીઓ કેદ થતી અને આપની લાશને પાયમાલ થતી જોઉશ એ બાબતે જાણ્યા છતાં કેવી રીતે સહ્ય કરી શકું ?" (નાસિખુત-તવારીખ પૃ. ૩૫ મકતલે અબુમખ્નફ, સવાએકે મોહરમ ૧૦)

હરમમાં સૌને દિલાસો આપ્યા પછી ઇમામ બહાર આવ્યા અને વફાદાર સાથીઓને તેઓના તંબુઓ અહલેબયતના તંબુઓની પાસે પાસે ઉભા કરવાની આજ્ઞા કરી. તરતજ આજ્ઞા બજાવવામાં આવી. ઇતિહાસકારો લખે છે કે બધા તંબુઓ એવી રીતે ઉભા કરવામાં આવ્યા હતા કે સૌ કોઈ જરૂરત વખતે આસાનીથી એક બીજાને મળી શકતા હતા. બીજી મોહર્રમથી દસમી મોહર્રમ જ્યારે શત્રુઓએ એ તંબુઓને બાળી નાખ્યાં ત્યાં સુધી એકબીજાનાં તંબુઓમાં આવજાવ ચાલુ અને વફાદાર સ્ત્રીઓ અહલેબયતની ખાતુનોની ઝિયારતથી બરાબર મુશરફ થતી રહી.

### કુફામાં ઇબ્નેઝિયાદની તૈયારીઓ.

આપણે ઉપર વાંચી ગયા છીએ કે ઇબ્નેઝિયાદે શામ નદીના અને બસરા તરફના રસ્તાઓ બંધ કરી રાખ્યા હતા અને બીજા બધા રસ્તાઓ ઉપર પહેરો બેસાડયો હતો જ્યારે હર તરફથી તેને એવા સમાચાર મળ્યા કે ઇમામને નદી ને વસ્તીથી દુર રેતાળ જમીન ઉપર ઘેરી લેવામાં આવ્યા છે અને ઇબ્નેઝિયાદને ખાતરી થઈ કે હવે ઇમામની સહાય માટે કોઈ પણ જગાથી કોઈને આવવાનો રસ્તો નથી ત્યારે તેણે ઇમામને કુફામાં લાવવા કરતાં કરબલામાંજ પોતાનું કામ આટોપી લેવાનું ઉચિત ધાર્યું. સૌથી પહેલાં તેણે હસીન ઇબ્ને નમીરને કાદિસીયહથી કરબલા તરફ ઉપડી જવાનું ફરમાન મોકલ્યું. અને પછી કુફેથી કરબલા તરફ લશ્કર મોકલવાની તૈયારીઓ કરવા લાગ્યો.

### ઉમર ઇબ્ને સા'દ.

પણ ઇમામને કત્લ કરવા કોણ તૈયાર થશે? એ પ્રશ્ન તેને મુંઝવવા

લાગ્યો. એથી તેણે આખા શહેરમાં મુનાદી કરાવી કે જે માણસ હુસયન ઇબ્ને અલીનુ માથુ લાવશે તેને દસ વર્ષ માટે રયની હુકુમત આપવામાં આવશે. આ મુનાદી સાંભળી ઉમર ઇબ્ને સાઅ્દ ઇબ્નેઝિયાદ પાસે આવ્યો અને ઇમામનુ માથું લાવી આપવાની કબુલાત આપી જ્યારે તે એવી કબુલાત પછી ઘેર ગયો ત્યારે પૈગમ્બરની સાથે હિજરત કરનારા ને તેમના મદદગારો જેઓ કુફામાં રહેતા હતા તેઓએ તેને ઘણી મલામત કરી. ઉમર ઇબ્ને સાઅ્દનું મન પલટાયું અને તેણે એ કામથી દુર રહેવાનો વિચાર કર્યો પરંતુ જ્યારે ઇબ્નેઝિયાદને આ વાતની ખબર પડી ત્યારે તે એકદમ ગુસ્સે થયો અને રયનું ફરમાન પાછુ લઈ લેવાની ધમકી આપી. પરિણામે રયની લાલચમાં ઉમરેસાઅ્દ ફરી તૈયાર થઈ ગયો. (સવાએકે મોહરકા, મકતલે આબુમખ્નફ, મકતલે અબુ ઇસ્હાક વગેરે.)

ઇરિફ્શએની લખે છે કે ઉમરેસાઅ્દે આખરે રયની લાલચમાં એ કામનું બીડુ ઝડપ્યું અને એ વખતે નીચેની કડીઓ બોલ્યો,

અર્થાત, "વલ્લાહ ! મને સમજ છે અને હું સારી રીતે જાણું છું. પરંતુ બે વાતોમાં મુંઝાયો છું, શું હું રયની હુકુમતને હાથથી જતી કરૂં એ છતાં કે રય મારા અંતઃકરણની ઇચ્છા છે અથવા શું હુસયનને કત્લ કરવાનો પાપ મારા માથે વ્હોરૂં? લોકો કહે છે કે તૌબા કબુલ થાય છે એ જો ખરી વાત હોય તો હું દયાળુ પ્રભુ આગળ મોટી તૌબા કરી લઇશ, અને જો એ લોકો ખોટું બોલે છે તો દુન્યામાં તો હું સુખી થઇશ અને આખેરતમાં કોઇનું કંઈ ચાલતું નથી. જાણો કે દુન્યા તરતમાં મળનારી એક ખુબી (રોકડ) છે અને એવો કોણ બુદ્ધિમાન છે જે રોકડને ઉધાર માટે વેચી નાંખે? જો હું હુસયનને કત્લ કરી લઉં તો મારી મુરાદે પહોંચીશ અને પછી પરલોકમાં જે કંઈ થોડી ઘણી શિક્ષા થશે એ ભોગવી લઇશ. પરંતુ એ પછી ઇશ્વર મારા પાપને માફ કરી આપશે પછી ભલેને હું સકળ જગતમાં સૌથી વધારે ગુનેહગાર કેમ ન હોઉં. (મકતલે અબુ

ઇરહાકે ઇરંકરા એની પૃ. ૮૦).

## કુફીઓનું લશ્કર.

ઇબ્નેઝિયાદે ઉમરેસા'દને ૬૦૦૦ સૈનિકો સાથે કરબલા તરફ મોકલ્યો કેટલાકો ૯૦૦૦ લખે છે. એ પછી તેણે જામે મસ્જીદમાં સૌને એકત્ર કર્યાં અને કહ્યુ, "હે લોકો! અબુસુફયાનના વંશજોની તમે સારી રીતે પરિક્ષા કરી જોઈ અને તેઓ તમારા પરિક્ષણમાં પસાર થયા અને તમે અમીરૂલમો'મિનીન યઝીદની ઓળખ પણ મેળવી અને જાણી લીધું કે તે કેટલો બધો ભલો અને પ્રજાની ઉપર મહેરબાન અને ઉદાર છે. તેના રાજ્યમા તમે સલામતી ને શાંતિથી જીવો છો ને તે પોતાના બાપ મોઆવિયાની જેમ તમારી સાથે ભલાઈ કરતો આવ્યો છે. યઝીદ એ મોઆવિયાનો પુત્ર છે જેણે જનસમાજ સાથે ભલાઈ કરી અને લોકોને મોટા મોટા ઈનામો ને જમીનો આપી અને સૌને તવંગર બનાવ્યા. આજે તેણે મને લખી મોકલ્યું છે કે હું તમારા વાર્ષિક પગારમાં એક સો દીનારનો વધારો કરૂં અને એથીયે વધારે આપવાની મને છુટ આપી છે. અને મને એવી આજ્ઞા કરવામાં આવી છે કે હું તમને યઝીદના કટ્ટા દુશ્મન હુસયનની સામે લડવા મોકલું માટે તમે આ વાતોને લક્ષપુર્વક સાંભળો અને એ માટે અથાગ પ્રયત્ન કરો."

ત્યાર પછી ઇબ્નેઝિયાદ મીમ્બર ઉપરથી નીચે ઉતર્યો અને કુફીઓની સામે રાજ્યના ખજાનાના દરવાજા ખોલી નાંખ્યા. પછી શુ હતું? લક્ષ્મીના ઉપાસકોની મેદની જામી અને દરેક માણસ પોત પોતાની યોગ્યતા પ્રમાણે દોલત ને જમીન મેળવીને ઇમામને કત્લ કરવા તૈયાર થઈ ગયા. ઇબ્ને ઝિયાદે ઘણી ઝડપથી પોતાનું લશ્કર ગોઠવી લીધું.

કરબલા તરફ કુલ કેટલાં સિપાહો રવાના કરવામાં આવ્યા 'એ વિષે ઇતિહાસકારોમાં મતભેદ છે સૈયદ ઇબ્ને તાઉસ (અ૦ ૨૦) ૨૦' હજારની સંખ્યા બતાવે છે. મુલ્લા મજલિસી અલયહિર્રહમ ૨૦ થી ૩૦

હજાર કહે છે, આસમે કુફી ૨૦,૦૦૦, ઇમામ યાફેઈ ૨૨,૦૦૦ અને અલ્લામા અબુલફરાસ ૫૦,૯૯૯ કહે છે. બીજા ઇતિહાસ કારો એક લાખથી નવ લાખની ગણત્રી બતાવે છે આ બધી વિગતો જોઇને નાસિખુત્તવારીખના કર્તા એવો અભીપ્રાય આપે છે કે "કરબલામાં કુલ ઓછામાં ઓછા વીસ હજાર અને વધુમાં વધુ એકાવન હજાર સિપાહો રવાના કરવામાં આવ્યા હતા" (પૃ ૨૩૨)

આ સૈનિકો ને અફસરોની ગોઠવણ એવી રીતે કરવામાં આવી કે સૌથી પહેલા ઉમરે સાદને ૬૦૦૦ ઘોડેસવારો સાથે કરબલા તરફ રવાના કરવામાં આવ્યો. પછી શબ્બ ઇબ્ને રબ્બાઇને બોલાવવામાં આવ્યો તેણે બીમારીનુ બહાનુ કાઢયુ પરતુ જ્યારે ઇબ્ને ઝીયાદે તેને સમજાવ્યુ ત્યારે તેણે ઇમાન વેચી નાખ્યુ. અને એ વખત સુધી એકત્ર થયેલી બધી ફોજ સાથે જેની સખ્યા ૨૪,૦૦૦ હતી, કરબલા તરફ ઉપડી ગયો ત્યાર પછી ઉરવા ઇબ્ને કૈસને ૪,૦૦૦ ઘોડેસવારો આપવામાં આવ્યા ઉરવાં પછી સિનાનને ૪૦૦૦ અને બીજી રિવાયતોના જણાવ્યા પ્રમાણે ૧૦,૦૦૦ ઘોડેસવારો અપાયા સિનાન પછી હસીનને ૯૦,૦૦૦ વધુ સવારો સાથે કાદિરીયહથી કરબલા ઉપડી જવાની આજ્ઞા થઇ. શિમ્ર ઝિલ્જવશનને ૪,૦૦૦, મઝાઇર ઇબ્ને રહીનહને ૩,૦૦૦, યઝીદ ઇબ્ને રિકાબને ૨,૦૦૦, નસ્ર ઇબ્ને ખરશાને ૨,૦૦૦, મોહમ્મદ ઇબ્ને અશઅશ અને અબ્દુલ્લાહ ઇબ્ને હસીનને એકેક હજાર, ખવલી ઇબ્ને યઝીદે અસ્બહીને ૧૦,૦૦૦, બક્ર ઇબ્ને કઅબને ૩૦૦૦ અને હજ્જાર ઇબ્ને અબ્જરને ૧૦૦૦ સવારો આપવામાં આવ્યા. હુર તો પ્રથમથીજ ૩૦૦૦ સૈનિકો સાથે કરબલામાજ હતો, આ યઝીદી સૈન્યનો સેનાપતિ ઉમર ઇબ્ને સાદ હતો. નીચે અમે એ અફસરો ને તેઓની સાથે ગયેલા સવારોની ગણત્રી રજુ કરીએ છીએ

| | | |
|---|---|---|
| ૧ ઉમર ઇબ્ને સાદ | ... ... | ૬,૦૦૦ |

| | | |
|---|---|---|
| ૨ | શબસ ઇબ્ને રૂબઇ ... ... | ૨૪,૦૦૦ |
| ૩ | ઉરવા ઇબ્ને કૈસ ... ... | ૪,૦૦૦ |
| ૪ | સિનાન ઇબ્ને અસન ... ... | ૪,૦૦૦ |
| ૫ | હસીન ઇબ્ને નમીર ... ... | ૯,૦૦૦ |
| ૬ | શિમ્ર ઝિલજવશન ... ... | ૪,૦૦૦ |
| ૭ | મઝાહર ઇબ્ને રહીનહ ... ... | ૩,૦૦૦ |
| ૮ | યઝીદ ઇબ્ને રેકાબ ... ... | ૨,૦૦૦ |
| ૯ | નજ્ર ઇબ્ને ખરશા ... ... | ૨,૦૦૦ |
| ૧૦ | મોહમ્મદ ઇબ્ને અસ્અશ ... ... | ૧,૦૦૦ |
| ૧૧ | અબ્દુલ્લાહ ઇબ્ને હસીન ... ... | ૧,૦૦૦ |
| ૧૨ | ખવલી ઇબ્ને યઝીદ અસ્બાહી ... ... | ૧,૦૦૦ |
| ૧૩ | બક્ર ઇબ્ને કસબ ઇબ્ને તલહા ... ... | ૩,૦૦૦ |
| ૧૪ | હજ્જાર ઇબ્ને અહજર ... ... | ૧,૦૦૦ |
| ૧૫ | હુર ઇબ્ને યઝીદે રિયાહી ... ... | ૩,૦૦૦ |

આવી રીતે સૈનિકોની સંખ્યા ૬૮,૦૦૦ થાય છે. બનવાજોગ છે કે ઇતિહાસકારો એમાંની કોઇ ગણત્રીમાં ભુલ કરી હોય પરંતુ અફસરો ને આ ગોઠવણ વિષે સૌ ઇતિહાસકારો સંમત છે.

અલ્લામાં અબુઇસ્હાક લખે છે કે આ રીતે હ૦ અલી અ૦ની આગમચેતી ખરી પડી. મોહમ્મદ ઇબ્ને સૈરીન કહે છે કે એક દિવસ અમીરૂલમોમિનીન અલી ઇબ્ને અબીતાલિબ અ૦મે ઉમર ઇબ્ને સાંદને તેની જવાનીમાં ફરમાવ્યું કે "હે સાંદના પુત્ર! એ દિવસે શું કરશે જ્યારે જહન્નમ કે જન્નત શું લેવી એ બાબતમાં મુંઝાઇ જશે? અને ખરેખર! એ વખતે તું જહન્નમ સ્વીકારશે."

**શરૂઆતની વાતચીત.**

અલ્લામાં તબરી લખે છે કે મોહર્રમની ત્રીજી તારીખે ઉમરે સાંદ

પોતાના સૈન્ય સાથે કરબલામાં દાખલ થયો. અને ઇમામના તંબુઓથી એક મનઝિલ દુર પોતાની છાવણી નાખી. ત્યાર પછી લગભગ નવમી મોહર્રમ સુધી ઉપર જણાવેલા અફસરો પોતપોતાના લશ્કર સાથે એક એક કરબલામા એકઠા થતા ગયા.

છાવણી નાખ્યા પછી ઉમરે સાદે અમર ઇબ્ને કૈસને બોલાવ્યો અને તેને ઇમામની સેવામા સંદેશો પહોંચાડવા કહ્યુ પણ તેણે નકાર કર્યો અને કહ્યુ કે મારા બદલ કોઇ બીજાને મોકલ કુફાના બધા સરદારોએ ઇમામને આમંત્રણ આપ્યુ હતુ. અને એથી એ લોકોમાંનો કોઇ ઇમામની સેવામા હાજર થવા ચાહતો ન હતો ઉમરે સાદે ઘણાઓને કહ્યુ પણ કોઇએ માન્યુ નહી. છેવટે કસીર ઇબ્ને અબ્દુલ્લાહ શઅબી તયાર થઇ ગયો અને કહેવા લાગ્યો, "હુ જાઉ છુ અને તુ આજ્ઞા આપતો હોય તો હુસયનનુ માથુ પણ લેતો આવુ"

કસીર ઇમામના તંબુઓ પાસે પહોંચ્યો ત્યારે અબુસુમામએ સયદાવી (રઝી) ઇમામની સેવામાં હાજર હતા કસીરને જોઇને તેમણે કહ્યું "યબ્નરસુલિલ્લાહ! દુનીઆમા અશાન્તિનુ કેન્દ્ર અને અત્યાચાર આચરનાર કસીર ઇબ્ને અબ્દુલ્લાહ આપની સેવામાં હાજર થવા માગે છે." એટલું કહીને બહાર આવ્યા અને કસીરને કહ્યુ, "જો તુ ઇમામની સેવમા હાજર થવા ચાહતો હોય તો તારા હથયાર અહીં ઉતારી નાંખ." તેણે કહ્યું, "હુ હથયાર ઉતારીશ નહિ હુ જે સદેશ લાવ્યો છુ એ જો ઇમામ સાંભળશે તો કહીશ અને નહીં સાંભળે તો પાછો ચાલ્યો જઇશ" અબુસુમામાએ કહ્યુ, "ઠીક છે, તારી તલ્વાર મને આપતો જા અને જ્યારે બહાર આવે ત્યારે લેતો જજે. કારણકે તારા સ્વભાવ ને ચરિત્રથી અમે સારી રીતે માહિતગાર છીએ,' પણ તેણે એમ કરવાની ના પાડી અને હઠ કરી બેઠો. અબુસુમામા તેને હથયાર સાથે કયા અંદર જવા દે એમ હતા. આખરે જ્યારે તેનુ કંઇ ચાલ્યુ નહીં ત્યારે તે પાછો ફર્યો.

કસીર પાછો ફર્યો ત્યારે ઉમરે સા'દે કુર્રેહ ઇબ્ને કૈસને ઇમામની સેવામાં રવાના કર્યો. જ્યારે તે તંબુઓની પાસે પહોંચ્યા ત્યારે ઇમામે પોતાના સાથીઓને પુછ્યું, "એને તમારામાંથી કોઇ ઓળખે છે?" હબીબ ઇબ્ને મઝાહિરે (રઝી૦) કહ્યું, "આ મારો ભાણેજ છે અને બની હન્ઝલા કબીલાનો છે અને અત્યાર સુધી આપણી સાથે નિખાલસ રીતે વર્તયો છે." જ્યારે તે એકદમ પાસે આવી પહોંચ્યો ત્યારે ઝુહૈર ઇબ્ને કૈન બહાર આવ્યા અને તેને આવવાનું કારણ પુછ્યું. તેણે ઘણુંજ નમ્ર અવાજે કહ્યું કે. "ઉમરે સા'દ મને ઇમામની સેવામાં સંદેશ પહોંચાડવા મોકલ્યો છે." ઝુહૈર ફરમાવ્યું, "ઠીક, ત્યારે તારા હથયાર અહીં ઉતારી નાંખ." તેણે તરતજ પોતાના બધા હથયાર ઉતારી નાખ્યા અને ઇમામની સેવામાં હાજર થઇને ખેદદ માનપુર્વક સલામ કરી. ઇમામે તેને પોતાની પાસે જગા આપી, તેણે ઇમામને અહીં આવવાનું કારણ પુછ્યું. ઇમામે ફરમાવ્યુ "કુફાના વકીલો ને રઇસોએ મને આમંત્રણ આપ્યું અને મેં તેઓનું આમંત્રણ સ્વીકાર્યું. હવે જો તેઓનો અભિપ્રાય મારા વિષે બદલાયો છે અને મારા આવવાને તેઓ નાપસંદ કરે છે તો કંઇ નહીં. હું પાછો ચાલ્યો જાઉં" કુર્રાએ અરજ કરી કે "જે લોકોએ આપને આટલા લાંબા પ્રવાસની તસ્દી આપી અને કાગળો લખીને બોલાવ્યા એજ લોકો આજે આપને મુકીને ઇબ્નેઝિયાદના ખુશામદીઆઓમાં ભળી ગયા છે. તેઓ ઉપર અલ્લાહની લા'નત હજો"

એટલું કહીને તે જવા ફર્યો ત્યારે હબીબે ઇબ્ને મઝાહિરે કહ્યું, "કુર્રેહ! અત્યંત ખેદની વાત છે હવે તું ક્યાં જાય છે? અહીંજ રહી જા અને પૈગમ્બરના પુત્રની સહાય કર એજ બુઝુર્ગોના પ્રતાપે ઇસ્લામની દૌલત પ્રાપ્ત કરી છે." કુર્રાએ કહ્યુ, "એવો તે કોણ મુર્ખ હશે જે નર્કને સ્વર્ગ ઉપર સરસાઇ આપે? પરંતુ વાત એવી છે કે હું કાસિદ છું. મારી ફરજ છે કે હું ઉમરે સા'દને તેના સવાલોનો જવાબ પહોંચાડી

આવુ. એ પછી આ બાબતમાં શું કરવુ એ માટે મને પુરી સત્તા છે."

અલ્લામા તબરીએ પણ એ કાસિદોના બનાવ લખ્યા છે અને કુફેહની વાતચીત પણ લખી છે પરંતુ તેનુ ઇમામની સેવામા રહી જવુ અને એમનીજ સાથે શહીદ થવુ ક્યાયે લખ્યુ નથી.

### ઇબ્નેઝિયાદની સલાહ.

કુફેહ પહોંચી જવાબ મેળવીને તરતજ ઉમરે સાદે ઇબ્નેઝિયાદને આ પ્રમાણે એક પત્ર લખ્યો,

"કરબલામા દાખલ થતાજ મે હુસયનને ત્યાં માણસ કાસીદ મોકલ્યો અને તેમને પુછ્યુ કે તેઓ અહી શા માટે આવ્યા છે? જવાબમા તેમણે કહેવડાવ્યુ કે કુફીઓએ મારા નામે ઘણા પત્રો રવાના કર્યા અને એક પછી એક કાસિદો મોકલ્યા અને મને આમંત્રણ આપ્યુ. મે તેઓનુ આમંત્રણ સ્વીકાર્યું. હવે જો તેઓ પોતાના વચનથી ફરી ગયા હોય અને તેઓનો અભિપ્રાય બદલાયો હોય તો હુ પાછો ચાલ્યો જાઉ"

હસ્સાન ઇબ્ને કાએદ કહે છે આ પત્ર ઇબ્નેઝિયાદને મળ્યો એ વખતે હુ તેના દરબારમા હાજર હતો. પત્ર વાચતાજ તે બોલ્યો, "હા! હવે જ્યારે અમારા પંજામા બરાબર સપડાઈ ગયા ત્યારે હુસયન છટકી જવા માગે છે પણ હવે છુટવુ પ્રભુ જાણે છે કે કેટલુ મુશ્કેલ છે" તરતજ તેણે નીચે પ્રમાણે ઉત્તર વાળ્યો,

"તમારો પત્ર મળ્યો. અને એમા જે કઇ લખ્યુ હતુ એ મે જાણ્યુ હવે તમે હુસયનને અને તેમના સાથીઓને યઝીદની બયઅત કરવાનુ કહો અને તેઓ બયઅતકરી લે તો પછી શુ કરવુ એ જોઈ લેવાશે."
(તારીખે તબરી)

### કરબલાનુ વેરાન

હવે આપણે હુસયની કાફલા તરફ વળીશુ. ઉતારાની બધી વ્યવસ્થા કર્યા પછી સૌથી પહેલા ઇમામે મોહમ્મદે હનફીયાહના નામે નીચેનો પત્ર લખ્યો.

"હુસયન ઇબ્ને અલી નરકથી મોહમ્મદ ઇબ્ને અલી ઇબ્ને હનફીયહ અને બનીહાશિમના ફરજંદો જેઓ એમની સાથે છે તેઓના નામે. આમ્મા બાદ આગાહ થજો કે દુન્યાની જીંદગીનો ત્યાગ કરૂં છું અને હવે શહાદતની પ્રતિક્ષા કરી રહયો છું અને દુન્યાને એવી સમજું છું જાણે હતીજ નહીં અને આખેરતને અનંત ને હમેશ રહેનારી જાણું છું અને મેં દુન્યા ઉપર આખેરતને સરસાઇ આપી છે."

ઇતિહાસકારો લખે છે કે કરબલામાં આવ્યા પછી ઇમામે એ જમીન ત્યાંના લોકો પાસેથી ખરીદી લીધી. બહરુલ મસાએબમાં એ હકીકત નીચે પ્રમાણે રજુ થઇ છે–

કરબલામાં પહોંચીને ઇમામે નયનવાના લોકોને બોલાવ્યા, તેઓ હાજર થયા ત્યારે ઇમામે ફરમાવ્યું, હું તમારી આ ઝમીન ઉપર રહેવા ચાહું છું અને મારી એવી ઇચ્છા છે કે આ જમીનને હું આબાદ બનાવું. જો તમે આ જમીન મારા હાથે વેચશો તો એમાં જરૂર મને આનંદ થશે.' એ લોકોએ કહ્યું, "યબ્નરસુલિલ્લાહ! અમે અમારા પુર્વજોથી સાંભળતા આવ્યા છીએ કે, ૯૦ આદમ, નુહ, ઇબ્રાહીમ જે જે પયગમ્બરો અહીંથી પસાર થયા તેઓ સખ્ત આફતમાં સપડાયા. આપ આ જમીનને વસાવો નહીં." ઇમામે ફરમાવ્યું. "એમ કેમ થઇ શકે? કારણ કે અલ્લાહની મરજીમાં એવું નિર્મિત થઇ ચુક્યું છે." એટલું કહીને ઇમામે ૬૦,૦૦૦ દીનાર એ લોકોને આપ્યા અને એ જમીન ખરીદી લીધી. એ જમીનનો વિસ્તાર ૪ માઇલ હતો. અને એમાંજ ઇમામની અને એમના સાથીઓ ને સગાસ્નેહીઓની કબ્રો છે. એ પછી ઇમામે એ જમીન તેઓને બે શરતોથી વકફ કરી આપી. એક એ કે એ ખરીદાયેલી જમીન ઉપર કદી પણ ખેતી કરવી નહીં અને બીજી એ કે જ્યારે મારા મિત્રો અમારી કબ્રોની ઝિયારત માટે આવે ત્યારે તેઓને કબ્રની નીશાની બતાવી આપવી અને ત્રણ દહાડા સુધી તેઓની મહેમાની કરવી. નયનવાના વતનીઓએ

એ શરતો મનજુર કરી અને ઝામિન લઇને ઘરે પાછા ફર્યા. આ બનાવ ૫મી મોહર્રમના દિવસે બન્યો.

## ઉમરે સાંદની મુંઝાણ.

ઉમરે સાંદને જ્યારે ઇબ્ને ઝિયાદનું ફરમાન મળ્યુ કે હુસયન અને એમના સાથીઓ પાસેથી યઝીદની બયઅત કરાવ ત્યારે તે મુઝાયો. અલ્લામા તબરી લખે છે કે, ઇબ્નેઝિયાદનો પત્ર વાંચી રહ્યા પછી તેણે કહ્યું કે, ઇબ્નેઝિયાદને આખેરતની કઈ પણ પરવા નથી. યુધ્ધ આરંભવાની તેણે હિમ્મત કરી નહીં. એ દિવસોમાં એક વખતે અને બીજા ઇતિહાસકારોના જણાવ્યા પ્રમાણે ઘણી વખતે તે રાતના સમયે બન્ને લશ્કરની વચમાં ઇમામ સાથે મુલાકાત કરતો રહ્યો અને લાંબા વખત સુધી વાતો કરતો રહ્યો. પણ હજી સુધી એ મામલાનો કઇ ચોક્કસ નિવેડો આવ્યો નહીં. એ અરસામાં પેગમ્બરના કુટુંબ પ્રત્યે બેહદ શત્રુતા રાખનાર ખવલી ઇબ્ને યઝીદે ગુસ્સે થઇને ઇબ્નેઝિયાદને લખી મોકલ્યું કે ઉમરે સાંદ આખી આખી રાત લશ્કરમાંથી નિકળીને ઇમામની સાથે વાતો કરતો રહે છે. અને તેમની સાથે બેહદ નમ્રતાઇથી વર્તે છે, માટે તમે તેને લખો કે પોતાનો ઓધ્ધો મુકી આપે અને આ સેવા મને સોપવામાં આવે હું ખાત્રીજ સારી રીતે એને પુર્ણાહુતિએ પહોંચાડીશ.

આ પત્ર વાંચી ઇબ્નેઝિયાદ છેડાયો અને તેણે તરતજ ઉમરે સાંદને લખી મોકલ્યું, "મને ખબર મળી છે કે, તુ આખીરાત લશ્કરમાંથી બહાર જતો રહે છે અને ફુરાતના કિનારા ઉપર ફર્શ બિછાવીને બેસે છે અને હુસયનને બોલાવીને બેસાડે છે. અને તેમની સાથે અત્યંત નમ્રતાઇથી વર્તે છે. માટે આ પત્ર વાંચતાજ હુસયનને યઝીદની બયઅત કરવાનું કહે અને જો તેઓ નહીં માને તો ફુરાતનું પાણી બંધ કરી દે અને તેઓની ને ફુરાતની વચ્ચે લશ્કર બેસાડ અને ફુરાત ઉપર સખ્ત પહેરો રાખ. હું આ વખતથી ફુરાતના પાણીને યહુદીઓ ને ખ્રિસ્તીઓ ઉપર હલાલ

કરૂં છું અને હુસયન અને એમના સાથીઓ અને અહલેબયત ઉપર હરામ કરૂં છું. માટે ફુરાત ઉપર પુરતો પહેરો બેસાડજે કે જેથી તેઓ પાણીનું એક પણ ટીપું પામી ન શકે."

**ફુરાત ઉપર પહેરો—પાણીની બંધી.**

ઇબ્નેઝિયાદનું આ ફરમાન મોહર્રમની ૭મી તારીખે પહોંચ્યું. એ વખતે ઇમામ અને તેમના સાથીઓ ઉપર પાણી બંધ થઇ ગયું. ઉમરે સાંદે અમ્ર ઇબ્ને હજ્જાજને ૫૦૦ ઘોડે સ્વારો આપીને ફુરાત ઉપર પહેરો રાખવાની આજ્ઞા કરી, અને તેને તાકીદ કરવામાં આવી કે ફુરાતમાંથી પાણીનું એક પણ ટીપું હુસયનના તંબુઓમાં પહોંચવું ન જોઇએ, દુર દુર સુધી ફુરાત ઉપર ઘોડેસ્વારો પહેરો ભરવા લાગ્યા. આ લોકો એટલા બધા કઠોર હય્યાના હતા કે ઇમામ અને તેમના સાથીઓને પાણી દેખાડી દેખાડીને પીતા હતા અને જમીન ઉપર ઢોળી નાંખતા હતા, એ લોકોમાંથી અબ્દુલ્લાહ ઇબ્ને હસીન નદી કાંઠે ઉભો રહયો અને ઇમામને સંબોધીને બોલ્યો, "હે હુસયન! જોતા નથી કે આ પાણી કેટલુ બધું મીઠું અને ઠંડુ છે. વલ્લાહ! જો તમે તરસથી મરી જાઓ તોયે આ પાણીમાંથી તમને એકે ટીપું મળવાનું નથી." એના જવાબમાં ઇમામે ફરમાવ્યું, હે અલ્લાહ! તું એને તરસ્યો રાખજે." હબીબ ઇબ્ને મુસ્લિમ કહે છે કે "વલ્લાહ! મેં અબ્દુલ્લાહ ઇબ્ને હસીનને તરસથી લાચાર થઇ ચોમેર ફર્યાદ કરતો જોયો. લોકો તેણે પાણી પાતા હતા પણ તે તરતજ ઉલ્ટી કરી નાખતો હતો, અને પાણીનું એક પણ ટીપું તેના શરીરમાં રહેતું ન હતું. અને તેની તરસ કોઇ પણ રીતે ઓલવાતી ન હતી એટલે સુધી કે એજ સ્થિતિમાં તે તરસ્યો મરણ પામ્યો, એ વખતે મને ઇમામની પ્રાર્થના યાદ આવી અને હું ખુબ રડયો." (તારીખે કામિલ)

અલ્લામા ઇબ્ને જૌઝી તઝકરએ ખવાસમાં લખે છે કે અમ્ર ઇબ્ને હજ્જાજે પણ એવીજ રીતે ઇમામને સંબોધીને કહયું કે "હે હુસયન!

આ ફુરાતનું પાણી છે. કુતરાઓ પણ એ પીએ છે અને ગંદા જાનવરો સુવ્વર, ગધેડા અને બેડીઆ પણ એ પીને પોતાનું કાળજુ ઠંડું કરે છે. પરંતુ વલ્લાહ! તમને આમાંથી એક પણ ટીપું મળવાનુ નથી. એટલે સુધી કે (ખાક બદહાલનશ) તમે નર્કમાં ઉકળતુ પાણી પીઓ."

## પાણી માટે પ્રયત્ન

ઇમામે એનો કંઈ ઉત્તર વાળ્યો નહીં અને ખામોશ તંબુઓ તરફ પાછા ફર્યાં. સાતમીથી પાણી બંધ થઈ ગયુ. અને આઠમી તારીખની સ્હાંજ પહેના તો વૃધ્ધો, જવાનો, બાળકો અને સ્ત્રીઓ સૌ તરસથી એકદમ બેચૈન થઈ ગયા. આઠમીની સ્હવારે હુસયની લશ્કરના સેનાપતિ હઝ૰ અબ્બાસે કુવા ખોદવાનુ કામ શરૂ કરી આપ્યુ. હુસયનના વફાદાર સાથીઓ અને સગા સ્નેહીઓ સૌ મહેનત કરવા લાગ્યા. એક કુવો ખોદાયો પણ એમાં પાણી બદલ પત્થરો નીકળ્યા. આટલેથીજ એ વીરનરો નિરાશ થાય એમ ન હતુ. તરતજ બીજો કુવો ખોદવા લાગ્યા પણ અફસોસ! એમાંયે પાણી ન નીકળ્યુ. (મકતલે અબુ મખ્નફ)

આ પ્રયત્નમાં નિષ્ફળ થયા પછી પાણી મેળવવાની એકે યુક્તિ દેખાઈ નહી. તરસ વધારે તીવ્ર થઇ ગઇ. સ્હવારથી સ્હાંજ સુધી બે કુવાઓ ખોદવાના બારે શ્રમ પછી એ વફાદારો સાવ અશક્ત થઈ ગયા હતા. પરંતુ જ્યારે નાનાં નાના બાળકો અલઅતશ! અલઅતશ! પોકારવા લાગ્યા ત્યારે ઇમામે હઝ૰ અબ્બાસને ફરમાવ્યું, "ભાઇ! ફુરાત કાંઠે જઇને પાણી લઈ આવો."

હઝ૰ અબ્બાસ ૩૦ સવાર અને ૨૦ પૈદલ મળી કુલ ૫૦ વફાદારો સાથે નદી તરફ રવાંના થયા. સાથે પાણીની ૨૦ ખાલી મશ્કો પણ લઇ લીધી. રાતનો વખત હતો. નહેર પાસે પહોંચ્યા ત્યારે અમ્ર ઇબ્ને હજ્જાજે પૂછ્યું, "ફુરાત ઉપર આવનારા તમે કોણ છો?" હઝ૰ અબ્બાસના સાથીઓમાંથી હિલાલ અને ઇબ્ને નાફેએ કહ્યું, "હું તારો પિત્રાઇ ભાઇ છું અને

પાણી પીવા આવ્યો છું." તેણે કહ્યું, "પી લે, તને એ મુબારક હજો."
હિલાલે કહ્યું, "અફસોસ છે તારી ઉપર હે ઝાલિમ! મને પાણી પીવાની
આજ્ઞા આપે છે અને પૈગમ્બરના નવાસા ને એમની સાથે આવનારાઓ
તરસથી મરી રહ્યા છે!" તેણે કહ્યું, "તેં ખરું કહ્યું, હું એ પણ જાણું
છું પરંતુ અમને જે આજ્ઞા થઇ છે એનું પાલન અમારી ફરજ છે"
હિલાલે બુલંદ અવાજે કહ્યું, "આવો, એના કહેવાથી અટકવાની કંઈ જરૂર
નથી." તરતજ વફાદારો નહેરમાં કૂદી પડયા. અમ્રે પોતાના માણસો
બોલાવ્યા અને ભયંકર યુદ્ધ જામ્યું. વફાદારોમાંના કેટલાક લડતા જતા
હતા અને કેટલાક મશ્કોમાં પાણી ભરતા જતા હતા. એટલે સુધી કે બધી
મશ્કો પાણીથી ભરીને આ વફાદારો સહીસલામત પાછા ફર્યા શત્રુઓ
તરફના ઘણાઓ માર્યા ગયા પરંતુ ઈમામના સાથીઓમાંથી એક પણ શહીદ
થયો નહીં. તંબુઓમાં એ વખતે સૌએ પાણી પીધું. આ દિવસે પાણી
લાવવા માટે હ૦ અબ્બાસને સક્કાના લકબથી યાદ કરવામાં આવે છે.
(મેઅર્તન, પૃ૦ ૩૧૫)

## ઉમરે સા'દની સખ્તાઈ.

હ૦ અબ્બાસની આ દિલેરીથી અમ્ર ઘણોજ પસ્તાયો. ઉમરે સા'દે
રહવાર પહેલાં ફુરાત ઉપર વધૂ પહેરો બેસાડયો. એક રિવાયત પ્રમાણે
૬,૦૦૦ અને બીજી રિવાયત પ્રમાણે ૮,૦૦૦ માણસો ખાસ ફુરાત ઉપર
મુકર્રર કરવામાં આવ્યા. સ્હવારથી સ્હાંજ સુધી અને સ્હાંજથી સ્હવાર
સુધી ખુલ્લી તલ્વારો સાથે પહેરેગીરો ફુરાન ઉપર પહેરો આપવા લાગ્યા
ખબર કરનારાઓએ આ સમાચાર પણ ઇબ્નેઝિયાદને લખી પહોંચાડયા.
પરંતુ લખનાર પણ ગુનેહગાર ગણાય એટલા માટે પાણી લઇ જવાના
બનાવની ખબર કરવામાં ન આવી. ઇબ્નેઝિયાદે તરત ઉમરે સા'દને નીચે
પ્રમાણે લખી મોકલ્યું, "મને ખબર મળી છે કે હુસયન અને એમના
સાથીઓ કુવા ખોદે છે અને પોતે પણ પાણી પીએ છે અને પોતાના

સાથીઓને પણ પિવરાવે છે. માટે ખૂબ ચેતીને ચાલ અને તેઓ કયાંથી પણ પાણી ન મેળવી શકે એનો બંદોબસ્ત કર."

આ ફરમાન પછી ઈબ્ને ઝિયાદે ફુરાત ઉપર વધુ સખ્ત પહેરો બેસાડયો. આ સખ્તાઈ જોઈને ઈમામ અને તેમના સાથીઓને ખાત્રી થઈ ગઈ કે હવે ફુરાતમાંથી પાણીનું એક ટીપું મળવું અશક્ય છે, એથી દરેક પોતપોતાની જગાએ પાણી મેળવવાની યુક્તિઓ ઉપર વિચારવા લાગ્યા. યઝીદ બીને હસીન ઈમામની સેવામાં હાજર થયા અને અરજ કરી, "ઉમરેસાદ સાથે મને સગપણનો સબંધ છે. મને આજ્ઞા આપો તો હું તેને મળીને પાણી માટે સમજાવું. બનવા જોગ છે કે તે પાણી આપવા હજી રાજી થઈ જાય." ઈમામે આજ્ઞા આપી.

"હસીન, ઈબ્નેસાદ પાસે આવ્યા પણ તેને સલામ કરી નહી, તેણે પૂછ્યું, 'શું તમે મને મુસલમાન પણ સમજતા નથી !' હસીને કહ્યું. 'હું તને કેવી રીતે મુસલમાન સમજું ? તું તો પૈગમ્બરના પુત્રને કત્લ કરવા તૈયાર થયો છે.' આ સાંભળી ઈબ્નેસાદે માથું નમાવી લીધું થોડા વખત પછી બોલ્યો, "ખરેખર ! હું પોતે જાણું છું કે, ઈમામનો કાતિલ જરૂર જહન્નમી છે. પરંતુ ઈબ્નેઝિયાદના હુકમ આગળ લાચાર છું." આ સાંભળી હસીન ઈમામની સેવામાં પાછા ફર્યા." (મતાલિબુસ્સુઉલ) આજ બનાવ તારીખે આસમે કુફીમાં અનસના નામે લખાયો છે.

આઠમી તારીખ પૂરી થયા પછી નવમી રાત આવી ત્યારે ઈબ્ને સાદ પોતાના અમુક સાથીઓ સાથે પોતાના લશ્કરમાંથી બહાર આવ્યો અને ઈમામ (અ૦)ને બોલાવીને પૂછ્યું, "હવે તો આપે નજરોનજર કૂફીઓની બેવફાઈ જોઈ લીધી ?" ઈમામે ફરમાવ્યું, "એ લોકોએ અલ્લાહના કામમાં અમારી સાથે દગો કર્યો તો અમે તેઓના દગા ઉપર વિશ્વાસ રાખીશું. કારણ કે તેઓ જાહેરમાં સત્યના ચાહનારા છે." ઈબ્નેસાદે કહ્યું, "હવે જે કંઈ થનાર છે એ તમારી નજરો સામે છે હવે તમારી

શી સલાહ છે ?" ઇમામે ફરમાવ્યું, "મને છોડી દ્યો કે હું મક્કા અથવા મદીનામાં ચાલ્યો જાઉં અને નહીં તો દુરદરાજના કોઇ સરહદી ઇસ્લામી દેશમાં જઇને બીજા મુસલમાનોની જેમ રહું."

ઇમામનો આ જવાબ સાંભળી ઇબ્નેસા'દને કંઇ શાંતિ થઇ. તેણે તરતજ ઇબ્નેઝિયાદને આ પત્ર એક ઝડપી કાસિદ સાથે રવાનો કર્યો, "અલ્લાહે ભડકતો અગ્નિ હોલવી નાંખ્યો અને બધી વાત ઠેકાણે લાવી અને સુધારણાનો માર્ગ સુઝાડયો. હમણાંજ હુસયન (અ૦)એ આ કરાર કર્યો છે કે તેમને એ શહેરો (મક્કા, મદીના) તરફ જવા દેવામાં આવે જ્યાંથી તેઓ આવ્યા છે અથવા કોઇ દુરદરાજ ઇસ્લામી દેશમાં જવા દેવામાં આવે જ્યાં તેઓ બીજા મુસલમાનોની જેમ રહી જાય અથવા તેમને યઝીદ પાસે જવા દેવામાં આવે જેથી તેઓ જાતે તેની સાથે એ વિષે વાતચીત કરીને જે કંઇ ચુકાદો થાય એ ઉપર અમલ કરે. અને હે અમીર; મારા ધ્યાન અને મરજી પ્રમાણે એજ મુનાસિબ છે."

આ પત્રમાં ઇબ્નેસા'દે યઝીદ પાસે જવાનો છેલ્લો ફકરો પોતાના તરફથી ઉમેર્યો હતો. ઇમામનો જવાબ આપણે ઉપર વાંચી ગયા છીએ. આ ફકરાં ઉપરથી તો એક પ્રકારે યઝીદની બયઅત કરવાની ઇમામની ઇચ્છા દેખાડવામાં આવી છે. પરંતુ ઇમામે યઝીદની બયઅત કરવાનો કદી સ્વપ્નેય ઇરાદો કર્યો નથી. શરૂઆતના ઇતિહાસ ઉપરથી એ વાત સ્પષ્ટ રીતે પુરવાર થાય છે. પરંતુ અહીં અમે માત્ર એટલુંજ રિવાયત એ વિષે લખીએ છીએ.

અકબા ઇબ્ને સમ્આન કહે છે કે હું મદીનાથી મક્કે અને મક્કાથી ઇરાક સુધી બરાબર ઇમામની સાથેજ રહ્યો અને હજરતની શહાદત સુધી એમનાથી જુદો પડયો નથી. ઇમામે મક્કા, મદીના, ઇરાક અથવા કરબલામાં કત્લ થવા સુધી જે જે વાતો લોકો સાથે કરી છે એમાંથી એક પણ શબ્દ એવો નથી જે મેં ન સાંભળ્યો હોય. જે લોકો એવું ધારે છે

કે ઈમામે યઝીદની બયઅત કરવા પોતાની મરજી દેખાડી હતી તેઓની ધારણા માત્ર ખોટી છે અને આ વાત પણ ખોટી છે કે તેઓ કોઈ સૈનિક કે સિપાહની જેમ કોઈ સરહદી ઈસ્લામી દેશમાં જવા માગતા હતા. અલબત્ત, ઈમામે એટલું જરૂર કહ્યું હતું કે મારા માર્ગમાં અંતરાય રૂપ ન થાઓ. મને જવા દ્યો કે હુ આ વિશાળ જમીનમાં કોઈ દિશા તરફ ચાલ્યો જાઉં." (તારીખે તબરી, તારીખે કામિલ, વગેરે)

ત્યારે ઈબ્નેઝિયાદને આ ફકરો વધારવાની જરૂર શી? વાત એમ હતી કે આપણે શરૂઆતથી જોતા આવ્યા છીએ કે ઈબ્નેસાદે માત્ર રયની હુકુમતની લાલચથી આ બીડું ઝડપ્યું હતું. પરંતુ તેનું અંતઃકરણ તેને ડંખી રહ્યું હતું. તેણે વિચાર્યું કે આવી રીતે કોઈ સમાધાની થઈ જતી હોય તો પોતાની બન્ને ઇચ્છાઓ પાર પડે રયની હુકુમત પણ મળે અને ઈમામના કત્લથી પણ પોતે બચે

ઈબ્નેઝિયાદની પાસે એ પત્ર પહોંચ્યો ત્યારે તેણે ઈબ્નેસાદનો અભિપ્રાય પસંદ કર્યો અને બોલ્યો "આ સલાહ એવા માણસની છે જે પોતાના અમીર માટે સારો સલાહકાર અને પ્રજાની ઉપર મહેરબાન છે." આ વખતે શિમ્ર ઝિલ્જવશન દરબારમાં હાજર હતો તેણે કહ્યું, "હે અમીર! હુસયન તારી હદમાંથી તારા હાથ ઉપર બયઅત કર્યા વગર જતા રહેશે તો આ તારી નિર્બળતા ને હુસયનની દિલેરીની દલીલ ગણાશે. ઉમરનો અભિપ્રાય તદ્દન ઇન્સાફાનેગ નથી. મેં સાંભળ્યું છે કે તે હુસયનની સાથે અડધો અડધ મળેલો છે આખી આખી રાત વાતો થાય છે."

શિમ્રની આ વાતો સાંભળી ઈબ્નેઝિયાદનો અભિપ્રાય બદલાયો અને તેણે નીચે પ્રમાણે ઉત્તર વાળ્યો.

"મેં તને લડાઈથી ઉંચ ચોરવા કે ઢીલ કરવા નથી મોકલ્યો અને એટલા માટે પણ નથી મોકલ્યો કે તું હુસયનની સલામતી માટે પ્રયત્ન કરે અથવા એમની તરફથી બહાનાઓ લખતો રહે માટે જાણી લે કે

હુસયન અને એમના સાથીઓ મારી આજ્ઞા પાળે તો એમને મારી પાસે મોકલી આપ અને નહીં તો એમની ઉપર સતત હુમલાઓ શરૂ કરી દે એટલે સુધી કે જ્યારે એમને કત્લ કરી નાંખે ત્યારે એમની લાશોના હાથ પગ, આંખ, કાન, વગેરે કાપી લેજે કારણ કે એ સૌ મારી અગાઉ ગેજ સજાને પાત્ર છે. અને જ્યારે ઇમામ હુસયનને કત્લ કરી નાખે ત્યારે એમની લાશને ઘોડાઓ નીચે કચડી નાંખજે. જો કે હું જાણું છું કે મર્યા પછી લાશ સાથે આમ કર્યાથી તેને કંઈ નુકસાન પહોંચતું નથી પરંતુ જે વાત મારી જીભે નીકળી એ પુરી થવીજ જોઈએ. જો મારી બધી આજ્ઞાઓ તું પાળશે તો હું જરૂર તને મોટા ઇનામ આપીશ અને જો એમાં તને કે આળ હોય તો જુદો થઇ જા અને તારી જગા શિમ્ર ઝિલ્જવશનને સોંપી આપ, તેને મેં બધી આજ્ઞાઓ સમજાવી દીધી છે."
(તારીખે તબરી, આસમે કુરી વગેરે)

આ પત્ર લખાઈ ગયો ત્યારે દરબારમાંથી જરીર ઇબ્ને અબ્દુલ્લાહ ઇબ્ને મુખલ્લદ ઉભો થઈ ગયો અને બોલ્યો, "મારી પિત્રાઇ બ્હેન ઉમ્મુ લબ્નીનના લગ્ન હ૦ અલી સાથે થયા હતા અને એના ચાર પુત્રો છે. એ ચારો માના સગા બાળકો હમણા પોતાના ભાઈ ઈમામ હુસયનની સાથે કરબલામાં છે. જો તું આજ્ઞા આપે તો હું એમને માટે તારી તરફથી અમાન પત્ર લઈને કરબલામાં મોકલી આપું અને તારી એ આજ્ઞાથી અમારી ઉપર મોટો ઉપકાર થશે." ઇબ્નેઝિયાદે તેની વિનંતિ સ્વીકારી અને અમાન નામું લખી આપ્યું. જરીરે પોતાના ગુલામ કરફાનને એ પત્ર સાથે કરબલા મોકલ્યો. (તબરી, આસમે કુફી.)

શિમ્ર પોતાના સૈનિકો સાથે તરત કરબલામાં આવી પહોંચ્યો અને ઉમરને ઇબ્નેઝિયાદનો પત્ર આપ્યો. ઇબ્નેસા'દે પત્ર વાંચ્યા પછી કહ્યું, "વલ્લાહ! તેં તેનો અભિપ્રાય બદલી નાંખ્યો અને તેને ભયંકર પાપમાં સંડોવ્યો. તું ખરેખર! શયતાન છે. તને જે કરવાનું હતું એ તો તેં કર્યું."

શિમ્રે પુછ્યું. "તો હવે તારો શો વિચાર છે? જો ઇબ્નેઝિયાદની આજ્ઞા પાળવી હોય તો તરત યુદ્ધની શરૂઆત કર અને નહીં તો મને આ કામ સોંપી આપ." ઉમરે કહ્યું, 'હુ તારા માટે ફોજની સરદારી મુકનાર નથી યુદ્ધની બધી વ્યવસ્થા હુ કરી લઉ છું." એ પછીથી ઉમરે આ'દે આ મામલામાં ઘણીજ સખ્તાઇથી કામ લેવાનુ શરૂ કર્યું તરતજ તેણે હજર ઇબ્ને હજરને બોલાવીને ગાઝરીયહના ઘાટ ઉપર ૪૦૦૦ સવાર સાથે પહેરો રાખવા મોકલ્યો, કારણ કે આ એકજ ઘાટ અત્યાર સુધી બાકી રહ્યો હતો. જ્યાંથી હુસયની કાફલાને પાણી મળવાની આશા હતી. હજર ઇબ્ને હજર વિષે શક જતા તેણે તરત શબ્સ ઇબ્ને રબ્ઇને ૧૦૦૦ સવાર સાથે તેની ઉપર દેખરેખ રાખવા મોકલ્યો. અને સખત તાકીદ કરી કે પાણીનું એક પણ ટીપુ હુસયન સુધી પહોંચવા ન પામે

ઇબ્નેઝિયાદની છેલ્લી આજ્ઞાના સમાચાર પહોંચ્યા ત્યારે ઇમામે ફરમાવ્યું, "વલ્લાહ! હુ કદી પણ યઝીદના હાથમાં મારો હાથ આપનાર નથી."

એ પછી હઝરત અબ્બાસ અને અલી અકબર સાથે ઇમામ મયદાનમાં આવ્યા અને ઉમરને બોલાવ્યો તે પણ પોતાના પુત્ર અને એક ગુલામ સાથે આવ્યો, ઇમામે પુછ્યુ, "અફસોસ છે તારી ઉપર હે ઉમર! શું તુ અલ્લાહથી નથી ડરતો? તુ મારી સાથે લડવા તૈયાર થયો છે અને તું જાણે છે કે હુ કોનો પુત્ર છું. તારી ફરજ છે કે તુ મારી સાથે આવ અને મારી સહાય કર અને અલ્લાહની મરજીને આધિન રહે." તેણે કહ્યુ, 'મારાથી એમ કેવી રીતે થઈ શકે? ઇબ્નેઝિયાદ મારૂં ઘર ખોદી નાખશે."

ઇમામે ફરમાવ્યું "એની કૈં ચિંતા ન કર. હું એથી ઉત્તમ મકાન બનાવીને આપી શકું છું."

"તે મારી દૌલત, મિલ્કત ને જમીન જપ્ત કરી લેશે."

"એની શા માટે ચિંતા કરે છે? હું તને એ બધી ચીજો એકઠી

કરી આપીશ."

"મને મારા બાલબચ્ચાઓની ઘણી ચિંતા છે" તેના આવા સુલાં જવાબ સાંભળતા સાંભળતા ઇમામ લાચાર થઇ ગયા ત્યારે આખરે ફરમાવ્યું, "આ તને શું થયું છે! યાદ રાખજે તું મારી રાહતની પથારી ઉપર કતલ થઇ જશે અને અલ્લાહ તને કયામતના દિવસે નહીં બક્ષે. વલ્લાહ! મને ખાત્રી છે કે તને થોડાજ ઘઉં ખાવા મળશે."

આ શબ્દો સાંભળી ઇબ્નેઝિયાદ ઉભો થઇ ગયો અને બોલ્યો, "ઘઉં નહી મળે તો જવ બસ છે." એ પછી તે પોતાના લશ્કર તરફ પાછો ફર્યો. ઇમામ પણ પોતાના તંબુઓ પાસે આવ્યા અને લાંબા વખત સુધી વિચારતા રહ્યા.

શિમ્રે લાવેલા પત્ર પછીથી ઉમરે જોયું કે હવે બન્ને ઇચ્છાઓ પાર પડી શકે તેમ નથી. અને રયની હુકુમત હાથથી જવી ન જોઇએ. માટે ઇબ્નેઝિયાદને નારાજ થવાનું કંઇ પણ કારણ ન મળે એવી રીતે વર્તવુ જોઇએ. સ્વાર્થી મનોરથે તેને આંધળો બનાવ્યો અને તેણે ઇમામ સાથે એકદમ સખ્તાઇથી વર્તવાનો ચોક્કસ નિર્ણય કરી લીધો. કારણ કે તે જાણતો હતો કે આમ કર્યા વગર તે રયનો રાજકર્તા બની શકવાનો નથી.

વસ્તુસ્થિતિ ઉપર ખૂબ વિચાર્યા પછી જ્યારે ઇમામે જાણી લીધું કે હવે આ લોકો લડયા વગર કોઇપણ રીતે માને એમ નથી ત્યારે પોતાના સાથીઓ નાહક માર્યા જાય એ એમને યોગ્ય ન લાગ્યું. કારણ કે આ લોકોને માત્ર મારા એકલાની જરૂર છે, મને પામી લેશે ત્યાર પછી કોઇની શોધ કરશે નહીં. એથી પોતાના બધા વફાદાર સાથીઓને એકત્ર કરીને ઇમામે એક ફરીદ ખુત્બો પડયો અને એમાં તેઓને ફાવે ત્યાં જવાની રજા આપી. પણ એથી તો એ વફાદારોના ઇમાન વધારે મજબૂત થયા અને તેઓ કોઇ પણ રીતે ઇમામથી છૂટા પડવા રાજી ન હતા એજ રાત્રે તેઓએ ઇમામની સહાયમાં પોતાના પ્રાણ અર્પવાનો ચોક્કસ નિર્ણય

કરી રીતે એ ગુનો નહી મ   મ વામા એકમીન ઉપર પહેલ ક વા નામ્યા

નવમી નિતે હઝ્રત હ૦ અબ્બાસની મવામા હાજર થયો અને એ પના આપ્યા વાસ્તાજ હઝરત અબ્બાસ એ પના જમીન ઉપર ફેકી દીધા અને દુરક્ષાનને મ્હયુ ` માગ મામાને મ્હી દેજે કે તાન ભાણેજો ના નથી   પયગમ્બરના પુત્રને મળને દુશ્મનોઝિયાદની બયઅત કરે અમને એ ઝાલિમની અમાનની દરકાર નથી સર્વશક્તિમાન અ નાહની અમાન અમ। માટે બસ છે તેની મ હને અમે આધિન રહેનારા છીએ

દરક્ષાને આ બધી વાત શિમ્રને કરી અત પછી કુફા તરફ ચ નતો થયો શિમ્ર પણ હ૦ અબ્બાસના દુરના સગાઓમા થતો હતો જાહેરમા તો એણે સગપણનો દાન ક્યો પ તુ ખરી રીતે તો એની નેમ હ૦ અબ્બાસને કોઈ પણ રીતે ઇમામથી વિખૂટા પાડવાનીજ હતી કારણ કે હ૦ અબ્બાસની શાર્યતા ને દીલેરી આખા અનમમા વિખ્યાત હતી નાત અધારી થઇ ત્યાર શિમ્ર ઇમામના તબુઓ પાસે આવીને પોકારવા લાગ્યો મારી બ્હેનના પુત્રો અબ્બાસ જાફર અબ્દુલ્લાહ અને ઉસ્માન ક્યા છે ? મારે તેમને કઈ મ્હેવુ છે

શિમ્રના આ શબ્દો સાભળી ચારે ભાઇઓ પોતામા ન ગ્યા હ૦ અબ્બાસે ગુસ્સાથી તેની સામુ જોતા ફરમાવ્યુ તારા હાથ ભાગી જાઓ અને તારી અમાન જેની સાથે તુ આવ્યો છે એની ઉપર લાનત હોજો રે ખુદાના દુશ્મન ! તુ અમને અમારા ભાઇઓને સરદાર હુસૈન ઇબ્ને ફાતિમાનો સાથ મૂકી આપવા સમજાવવા આ યો છે અને કહે છે કે અમે યઝી જેવા દુરાત્મા સામે અમારૂ માથુ નમાવી દઈએ ! તુ અમને અમાન આપવા આવ્યો છે અને પયગમ્બરના પુત્ર માટે અમાન નથી ! આ જવાબ સાભળી શિમ ઝાોમાનો પોતાની છાવણી તરફ પાછો ફર્યો (તારીખે આસમ કુરી)

માત્ર આ એક વાત ઉપરથી એ વફા ારોની સત્યપ્રીયતા ને

વાની ખુશી જાહેર થઇ આવે છે. નાસિખુત્તવારીખના કર્તા લખે છે કે નવમી રાત્રે ૯૦ અબ્બાસ શિમ્રને રોકવું પરખાવીને પાછા ફર્યા ત્યારે ઇમામે એક જુદો તબૂ ઉભો કર્યો અને પોતાના સાથીઓને આદેશે તહારત બજાવી લાવવાની આજ્ઞા કરી. પાણી તો કયાંથી હોય? ખુશ્બોની જેટલી પ્રવાહી વસ્તુઓ હતી એ બધી ઇમામે એક પ્યાલામાં ભરી નાખી. એક પછી એક ઇમામના સાથીઓ અંદર જઇને આદેશે તહારત બજાવવા લાગ્યા જ્યારે બુરૈરે હમદાની અને અબ્દુર્રહમાન ઇબ્નુર્ રબ્બુલઅન્સારી તંબૂના દરવાજા પાસે પહોચ્યાં ત્યારે બુરૈરે અબ્દુર્રહમાન સાથે મશ્કરી કરી. અબ્દુર્રહમાને કહ્યું, "આવા ભયંકર વખતે તમને મશ્કરી સૂઝે છે?" 'વલ્લાહ! આખો કબીલો જાણે છે કે મેં યુવાની કે ઘડપણમાં અસત્યને કે પાપકર્મને કદી પસંદ કર્યો નથી. અને ખેલકુદ ને નકામી વાતોમાં પણ મેં ભાગ લીધો નથી. અત્યારે જે મેં મશ્કરી કરી તે એ નિશ્ચિંતતાનું પરિણામ છે જે જન્નતની ખુશખબરીથી ઉત્પન્ન થઇ ગઇ વલ્લાહ! આપણે શત્રુઓ સાથે લડીશું અને તલવારને નેઝા ચલાવીશું અને પછી થોડા વખતમાં તો જન્નાતુલ ફિરદૌસમાં પહોંચી જઇશું."

આવી ભયકર આફતો વચ્ચે આ લોકોના ચહેરાઓ ઉપર ખુશહાલી પ્રગટી રહી હતી. એજ રાત્રે ઇમામ તંબૂ પાસે પવિત્ર કુરઆનની તિલાવત કરતા બેઠા અને જ્યારે આ આયતની તિલાવત કરી, "જે લોકો કાફિર થઇ ગયા છે તેઓ એવું સમજી ન લે કે તેઓને જે ઢીલ અપાય છે એ તેઓની ભલાઇ માટે છે, બલ્કે અમે તેઓને એટલા માટે ઢીલ આપીએ છીએ કે તેઓના પાપ વધે અને તેઓને માટે સખત અઝાબ છે. અલ્લાહનું એ કામ નથી કે તમે જે સ્થિતિમાં છો એમાં માનનારાઓને રહેવાં દે. તે તો અપવિત્રને પવિત્રથી જુદું કરવા ચાહે છે." ત્યારે પાસેથી પસાર થતા શત્રુઓમાંથી એકે કહ્યું, "વલ્લાહ! અમે પવિત્ર છીએ અને તમારાથી જુદા છીએ." ઇમામે તેની આ મૂર્ખતાનો કંઈ

ઉત્તર વાળ્યો નહીં પણ હુરૈથી ન રહેવાયું અને બોલી ઉઠયા, "તારા જેવા ફાસિકને અલ્લાહ પવિત્ર, લોકોમાં ગણનાર નથી." એ પછી બન્ને વચ્ચે ઘણી વાતચીત થઇ અને હુરૈરે એવા જવાબ વાળ્યા કે તેઓને ચુપકીદી ધારણ કરી ચાલ્યા જવું પડયું. એ પછી ઇમામે પોતાના સાથી-ઓને ફરમાવ્યું, "તમારી મિસાલ એ ઇમાન લાવનારાઓ જેવી છે જેઓ ફિરઑનના માનનારાઓને વખતોવખત હ૦ મૂસા ઉપર અને અલ્લાહ ઉપર ઇમાન લાવવાની નસીહત કરતા હતા, પણ એ નસીહત તેઓ ઉપર કંઈ અસર કરતી ન હતી. આ લોકો આંધળા બની ગયા છે તમારી શિખામણ એ લોકોને કામ નહી આવે. માટે હવેથી અલ્લાહનો આપણને પાડ માનવો જોઇએ અને ચુપકીદી ધારણ કરવી જોઇએ."

## નવમી મોહર્રમ

ઇમામ અલયહિસ્સલામે તયમ્મુમ કરીને પોતાના વફાદાર સાથી-ઓની સાથે સવારની નમાઝ અદા કરી. થોડો વખત રહીને ઇમામે પોતાની બહેન જનાબે ઝયનબ ખાતુન સલામુલ્લાહે અલયહાને પોતાનું એક સ્વપ્નું કહી સંભળાવ્યું. ઝયનબ ખાતુન ઝારોકતાર રડી રહ્યા હતાં અને ઇમામ દિલાસો આપી રહ્યા હતા કે "બહેન! આમ રડો નહીં. દુશ્મનો સાંભળશે તો મેંણા મારશે" હ૭ એ વાતો થઇ રહી હતી એટલામાં ઘોડાઓની ટાપનો અવાજ સંભળાયો. ઇમામ તરતજ બહાર આવ્યા અને જોયું કે શત્રુઓ હથયારથી સુસજ્જિત થઇને આવી રહ્યા હતા. ઇમામે હ૦ અબ્બાસને હકીકત પુછી લાવવાની આજ્ઞા કરી. અબ્બાસ ઝુહૈર, હબીબ અને બીજા સાથીઓ સાથે શત્રુઓની સામે ગયા અને તેઓને આટકાવના હકીકત પૂછી, તેઓએ કહ્યું, "ઇબ્નેઝિયાદનું હમણાંજ એવું ફરમાન મળ્યું છે કે હુસયનબૈયત કરે અથવા તરત યુદ્ધ શરૂ કરી દેવામાં આવે હ૦ અબ્બાસે તેઓને થોભવાનું કહ્યું અને પોતે ઇમામની સેવામાં પાછા ફર્યા. ઇમામે ફરમાવ્યું, "ભાઈ અબ્બાસ! યુદ્ધ કાલ ઉપર

મુલ્તવી રહે એવું કરો જેથી આજની રાત આપણે અલ્લાહની ઇબાદતમાં ગુજારીએ. આ લોકો સારી રીતે જાણે છે કે મને ઇબાદત અને તિલાવત બહુ પ્રીય છે."

હઝરત અબ્બાસે શત્રુઓને ઇમામનો સંદેશ પહોંચાડયો. ઉમરે શિમ્રને પુછયું, "તારી શી સલાહ છે?" શિમ્રે કહ્યુ, "તું ફોજનો સરદાર છે, જેવી તારી મરજી બાકી હું સરદાર હોઉં તો જરાયે ઢીલ કરૂં નહીં." શિમ્રનો આ જવાબ સાંભળી ઇબ્નેસાંદ વિચારવા લાગ્યો. એટલામાં એકે કહ્યુ "ઇબ્નેસાંદ! તુર્ક અને દયલમ જેવી સત્તાઓ પણ આપણી પાસેથી મોહલત માંગે તો આપણે આપીએ. આ લોકો તો આલે મોહમ્મદ (પૈગમ્બરના વંશજો) છે." એ સાંભળી ઉમરે કહ્યું, "ઠીક! ઇમામને કહો કે આજે અમે મોહલત આપીએ છીએ. કાલે બયઅત કરશો તો ઇબ્ને ઝિયાદ આગળ તમને લઇ જશું અને નહીં તો પછી અમે કોઇપણ રીતે તમને મુકનાર નથી."

પાણીની બંધીથી હુસયની કાફલાની તરસથી શી સ્થિતિ થઇ હશે એ કલ્પી શકાય નહીં. નીચે એ હકીકત દર્શાવતો એક પ્રસંગ રજુ કરવામાં આવે છે.

મુશીરૂલ અહઝાનના કર્તા લખે છે કે હ૦ સુકયના સલામુલ્લાહે અલયહા ફરમાવે છે કે મોહર્રમની નવમી તારીખે પાણીની એટલી બધી તંગી થઇ કે તરસથી અમે હલાક થઇ જતાં હતાં. પાણીનુ એકે ટીપું ન રહ્યું. બધા વાસણ ખાલી થઇ ગયાં પાણીની ખાલી મસ્કો પણ ગરમીના લીધે સુકાઇ ગઇ, સહારનાં વખતે જ્યારે મને ખુબ તરસ લાગી અને મારી સાથે બીજા કેટલાક બાળકો પણ ખુબ તરસ્યાં થયાં ત્યારે અમે સૌ એવા વિચારથી હ૦ ઝયનબ ખાતુન (સલામુલ્લાહે અલયહા) ને અમારી તરસની સ્થિતિની ખબર કરવા ગયાં કે બનવા જોગ છે કે એમણે અમે બચ્ચાઓ માટે થોડુંક પાણી રાખી મુકયું હોય. અમે તંબુમાં ગયા

ત્યારે હ૦ ઝયનબખાતુન બેઠાં હતા અને એમના ખોળામાં મારો નાનો ભાઈ (અલી અસગર) હતો. મેં જોયું કે મારા ફુઈ ક્યારેક ઉભા થઈ જાય છે અને ક્યારેક બેસી જાય છે અને એ બાળક પાણી વગરની માછલી સમાન તરફડી રહ્યું હતું અને ફુઈ કહેતા હતા કે "શાન્ત થા બેટા! અલી અસગર! શાન્ત થા પણ હા! તારાથી કેમ ખમી શકાય! બેટા! તારી ફુઈનું હૃદય ચીરાઈ જાય છે કે તું પાણી માટે રડે અને તારી ફુઈ તને એક ટીપું ન પાઈ શકે." આ શબ્દો સાંભળી હું રડવા લાગી ફુઈનું મારી તરફ ધ્યાન ખેંચાયું એટલે પુછવા લાગ્યા, કેમ બેટા સુકયના! રડે છે? મેં કહ્યું, 'હા! ભુખી છું' અને એમને વધુ દુઃખ થશે એ જાણી મેં એમને મારી તરસની વાત કરી ના. પછી મેં કહ્યું, 'ફુઈ! વફાદાર સાથીઓને ત્યાં તમે મને મોકલો તો કદાચ થોડુંક પાણી મળી જશે' આ સાંભળીને ફુઈ ઉઠ્યા અને અલીઅસગરને હાથમાં લઈ મારી બીજી ફુઈઓના તંબુઓ તરફ જવાના થયા ત્યાં પણ પાણી ન મળ્યું ત્યારે પાછા ફર્યા અને એમની સાથે પાણીની આશા ન આશામાં બીજા તરસ્યા બાળકો પણ આવ્યા ત્યાર પછી મારા ફુઈ ઇમામ હુસૈનના સાથીઓ પાસે બેસી ગયા અને મને બન્ને ના તંબુઓમાં મોકલ્યું કે કદાચ તેઓની પાસેથી થોડુંક પાણી મળી જાય, પરંતુ ત્યાએ પાણીનું એક ટીપું ન હતું જ્યારે પાણી મળવાની આશા ન રહી ત્યારે ફુઈ પાછા પોતાના તંબુમાં આવતા રહ્યા અને બધા બાળકો એમની પાસે એકઠા થઈ ગયા બાળકો ને બાળકીઓ મળી અમે કુલ ૨૦ બચ્ચાઓ એમને ઘેરી બેઠા અને અમે સૌ બેહદ તરસ્યા હતા અમે સૌ તરસથી રડી રહ્યા હતા એવામાં તંબુ પાસેથી મારા પિતાજીના સાથીઓમાંથી બુરૈર હમદાની થયા અને અમારા રડવાનો અવાજ સાંભળ્યો ત્યારે બેચયન થઈ ગયા અને જમીન ઉપર પછડાઈ રડવા લાગ્યા અને બીજા સાથીઓને બુલંદ અવાજે કહેવા લાગ્યા, 'કેમ, ભાઈઓ! હવે

તમારી શી સલાહ છે? આ તમને સારૂં લાગે છે કે ૯૦ ફાતિમા સલામુલ્લાહે અલયહાની દિકરીઓ તરસથી મરી જાય અને આપણા હાથમાં તલ્વારો નકામી થઇને પડી હોય અને આપણે કંઇ પણ ન કરી શકીએ? વલ્લાહ! એવું થઇ શકતુ નથી. એમના મરી જવા પછી જીવવામાં કંઇ સાર નથી બલ્કે એ લોકોની પહેલાં આપણેજ મરી જઇએ એમાંજ કિર્તિ અને મરદાઇ છે. હે મારા સાથીઓ! હવે તો એજ ઠીક લાગે છે કે આ બાળકો તરસથી મરી જાય એ પહેલાં તમારામાંનો દરેક એકેક બાળકનો હાથ પકડી લે અને આપણે સૌને ગાઝરીયાહના ઘાટ પર લઇ જઇએ જો ઝાલિમો આપણી સાથે લડવા તયાર થશે તો આપણે પણ લડીશું. યહયા માઝનીએ કહ્યું, "ફુરાતના પહેરેગીરો જરૂર આપણી સાથે લડશે અને લડવા આપણને લાચાર કરશે. જો આપણે આ બાળકોને સાથે લઈ જઇશું અને લડાઈ થશે તો કદાચ બાળકોમાંથી કોઇને તીર કે નેઝાનો ઝખ્મ લાગે અને એ હલાક થાય તો એવી સ્થિતિમાં આપણેજ એના ઝખ્મી થવાના કારણરૂપ થઇશું. મુનાસિબ તો એ છે કે આપણે એક મશ્ક લઇને ફુરાતમાંથી એમને માટે પાણી ભરી લાવીએ. પાણી ભરતી વખતે આપણાથી કોઇ લડશે તો આપણે પણ લડીશું અને આપણામાંથી કોઈ માર્યો પણ જાય તો એ ૯૦ ફાતિમાની દિકરીઓ ઉપર કુરબાન થઈ જશે." બુરૈરે કહ્યું, "તમારી સલાહ બરાબર છે. એમજ થવું જોઇએ." એટલુ કહીને તેમણે એક મશ્ક લઇ લીધી અને પછી એ લોકો પાણી ભરવા માટે ફુરાત તરફ રવાના થયા. આ લોકો ચાર જણા હતા. જ્યારે ફુરાત પાસે પહોંચ્યા ત્યારે એમનો અવાજ સાંભળીને પહેરેગીરોએ પુછ્યું, "તમે કોણ છો! બુરૈરે ઉત્તર વાળ્યો, "હું છુ બુરૈર અને ત્રણ જણાં મારા સાથીઓ છે. તરસથી અમે બેચયન થઈ ગયા છીએ એથી ફુરાત ઉપર આવી રહ્યા છીએ. પહેરેગીરોએ કહ્યું, "અત્યારે ઉભા રહો. તમારા આવવાના સમાચાર અમે અમારા

નહર સુધી પહોંચાડીએ છીએ પછી જેવી તેની આજ્ઞા” અકસ્માતિક રીતે તેઓનો અફસર ઇસ્હાક હતો અને બુકૈર સાથે તેને સગપણનો સબંધ હતો એથી તેણે કહ્યુ, “એમને નહેર ઉપર જઈ પાણી પી લેવા દ્યો.” જ્યારે આ લોકો ઘાટ ઉપર પહોચી પાણીમા ઉતર્યા અને પાણીની ઠડક જણાઈ ત્યારે બુકૈરે કહ્યુ, “લા'નત હજો ઇબ્નેસા'દ ઉપર આવુ ઠડુ પાણી વહી રહ્યુ છે અને પૈગમ્બરની અવલાદની તરસ બુઝાવવા આમાથી એક ટીપુ નથી અપાતુ.” પછી પોતાના સાથીઓને સબોધીને કહ્યુ, “ભાઇઓ! વાતો કરવાનો આ સમય નથી એ બાળકોને યાદ કરો જેઓને આપણે રડતા ને તરફડતા મુકી આવ્યા છીએ મશ્ક ભરી લ્યો, અને જલ્દી ચાલો હુસયનના બાળકો તરસથી બેહાલ થઈ ગયા છે. અને જુઓ! હ૦ ફાતિમાના બાળકો સયરાબ ન થાય તે પહેલાં તમારામાથી કોઈ પાણી પીએ નહી.” એમના સાથીઓએ ઉત્તર વાળ્યો, “નહી હે બુકૈર! એમ કદી નહી થાય. હુસયનના બાળકો સયરાબ ન થાય તે પહેલા અમે આ પાણી પીશુ નહીં.” પહેરેગીરોમાના એકે આ લોકોની વાતો સાભળી લીધી અને કહેવા લાગ્યો “તમને પાણીમા ઉતરવા ને પીવાની આજ્ઞા મળી એ બસ ન થયુ અને હવે તમારી એવી હિમ્મત થઇ કે મશ્ક ભરીને તમે (ખાક બરદહન) એ ખારજીની પાસે લઈ જાઓ હુ હમણાજ ઇસ્હાકને આ વાતથી જાણીતો કરૂ છુ. જો ઇસ્હાક સગપણના સબધના લીધે તમને કે કહેશે નહીં તો હુ તમને મારી તલ્વારથી અટકાવીશ અને પછી લડાઇનો ઘોઘાટ થશે ત્યારે ઇબ્નેસાદને પોતાની મેળે આ સમાચાર માલમ પડી જશે” બુકૈરે તેને કહ્યુ, કે “અમારી આ સલાહ છુપી રાખ” અને પછી તેની તરફ આગળ વધ્યા. આશય એ હતો કે તેને પકડી લે અને જવા ન દે જેથી વાત છુપી રહે. પરંતુ તે તરતજ સમજી ગયો અને ત્યાથી નાઠો. ઇસ્હાક પાસે આવીને તેણે બધી વાત

કરી દીધી. ઇરદાકે કહ્યું કે તેઓને ઘેરીને મારી પાસે લઈ આવો. અને આવે નહીં તો તેઓની સાથે લડો અને જવા ન દયો. જ્યારે તેઓ રસ્તો બંધ કરી ઉભા રહયા ત્યારે બુરૈરને કહેવા લાગ્યા, "આ પાણી તમારા ઇમામ પાસે લઈ જવાની રજા નથી." બુરૈરે કહયું, "જો અમે લઇ જઇએ તો તમે શું કરશો?" તેઓએ કહયું, અમે આજ જગાએ તમારૂ લોહી વ્હાવીશું" બુરૈરે કહયું, "અમારાં લોહીનું વ્હેવું આ પાણીના વ્હેવવા કરતા અમને વધારે પસંદ છે. અફસોસ છે તમારી ઉપર અમારામાંથી કોઇએ પાણીનુ ટીપું નથી પીધુ અમારોતો ઇરાદો હતો કે હુસયનના બાળકોને પાણીથી સયરાબ કરીએ. વલ્લાહ ! આ મશ્કની આસપાસ અમારૂં લોહી વહેતું ન થાય ત્યાં સુધી તમે એને હાથ અડાડી શકતા નથી" આ સાંભળી એકે કહ્યું, "આ લોકો આટલા જરાક જેટલા પાણી માટે પ્રાણ ખોવા તૈયાર છે અને આ થોડુંક પાણી એમને કંઈ પણ લાભ પહોંચાડી શકતું નથી. હવે જવાજ દયોને." બીજાએ કહ્યું, "અમીરની આજ્ઞાનું ઉલ્લઘન ન થવું જોઇએ." એ પછી તેઓએ બુરૈર અને તેઓના સાથીઓને ઘેરી લીધા. બુરૈર એ વખતે રડવા લગ્યા અને બોલ્યા, "અફસોસ છે ફાતિમાની દિકરીઓની સ્થિતિ પર. અલ્લાહ આ લોકોને પોતાની રહેમતથી દુર રાખે જેઓ અમને પાણી લઈ જવા દેતા નથી." બુરૈરન સાથીઓમાંના એકે પાણીની મશ્ક પોતાના ખભા ઉપર ચઢાવી લીધી. પહેરેગીરોએ તેને ઘેરી લીધો અને તીર વરસાવવા શરૂ કર્યા. એક તીર મશ્કના મોઢામાંથી પસાર થઇને એ વફાદારના ખભામાં લાગ્યો. લોહી વહેવા લાગ્યું અને તેના પગ સુધી પહોંચ્યું. એ વફાદારે મશ્ક તરફ જોયું તો હજી તેનું મોઢુ સલામત હતુ એથી અલ્લાહનો ઉપકાર માનતો બોલ્યો, શુક્ર છે અલ્લાહનો જેણે મારી ગરદનને મશ્ક ઉપર ઢાલ બનાવી." બુરૈરે જોયું કે આ લોકો પાણી લઈ જવા દેશે નહીં ત્યારે બુલંદ અવાજે પોકારી ઉઠયા, ફિટકાર હજો તારી ઉપર હે.

અમુક યાનના હદગરો! શા માટે સુતેલા ઝગડાને જગાડો છો? અમારી તલવારોને મ્યાનમાંથી નીકળવા ન દયો નહીં તો ભારે ખુરેઝી થશે." આ શબ્દો સુરેગે એવા બુલંદ અવાજે કહ્યા હતા કે ઇમામના તંબુમા એ સંભળાયા ઇમામના સાથીઓમાંથી એકે કહ્યુ, "મને તો સુરેગનો અવાજ લાગે છે તેઓ અમને બોલાવતા લાગે છે" ઇમામે ફરમાવ્યુ, 'તરત તેઓની મદદે જાઓ" તરતજ ઇમામના સાથીઓ સવાર થઇને સુરેગ પાસે આવી પહોંચ્યા જ્યારે પહેરેગીરોએ આ લોકોને આવતા જોયા ત્યારે નાસી ગયા સુરેગ પાણી લઇને મદીનાવાસી પાછા ફર્યા અને પાણીની મશક ખભા પરથી ઉતારીને જમીન ઉપર નાખી દીધી અને બોલ્યા, 'હે આલે રસુલ! લ્યો આ પાણી પીઓ તમને એ મુબારક થાય" આ સાંભળી બધા બાળકો ખુશખુશ થઇ ગયા અને કહેવા લાગ્યા, 'જુઓ! સુરેગ અમારા માટે પાણી લઇ આવ્યા સુરેગ અમારા માટે પાણી લઇ આવ્યા" બધા બાળકો દોડયા અને મશકની ઉપર તુટી પડયા, કોઇ મશકને પોતાના ખોળામા લઇ બેસવા ચાહતુ હતુ અને કોઇ તેને પોતાની છાતી સાથે ચાંપવા તેની ઉપર પડતુ હતુ એટલામા એકાએક બાળકોના હાથમાંથી મશકનુ મોઢુ ખુલી ગયુ અને બધુ પાણી માટી ઉપર ઢોળાઇ પડયુ બધા બાળકો એકી સાથે પોકારી પોકારીને રડવા લાગ્યા "હે સુરેગ! તમે જે પાણી લાવ્યા હતા એ બધુ વહી ગયુ" આ સાંભળી સુરેગ પોતાના મોઢાને પીટવા લાગ્યા અને બોલ્યા, 'અફસોસ! પ્રાણ આપીને મે પાણી લાવ્યુ હતુ પરંતુ નસીબમા ન હતું કે હુસયનના બાળકોની તરસ બુઝાય,"

અમને ખાત્રી છે કે આ હકીકત વાંચ્યા પછી એ દુખી એની તરસના લીધે શી સ્થિતિ થઇ હશે એનો વાચકોને કંઇક વિચાર આવી શકશે

અમે આનો સાથ છોડી આપીએ તો જગતના કાફી ખાતાન પશુઓ અમને ચીરી નાખો'

૯૭ વાતો અહી સુધી પહોચી હતી કે આ વફાદારોએ પોતાની તલ્વારો મિયાનમાથી કાઢી લીધી અને મિયાનોને તોડીને તબુઓના આસપાસ રક્ષણ માટે સળગાવેલા અગ્નિમા ફેકી દીધી અને પછી ઉઘાડી તલ્વારો હાથમા લઈને સર્વશક્તિમાન અલ્લાહની દરગાહમા આજિજી કરતા પ્રાર્થના કરવા લાગ્યા, 'અમારા પરવરદિગાર! તારા પેગમ્બરની નામેદારી તારા ધર્મના રક્ષણ માટે અમે પોતાના હરીયા ઉપરથી પસાર થઈ ચુકીએ અમારી લાજ તારે હાથ છે તુજ આમારો ખરો પાલક છે હે અમારા માલિક! તુ અમને દ્રઢતા ને સયમ આપ કે જેથી અમારા પગ દ્રઢ રહે અને અમે તારી રાહમા અમારા મસ્તક ઝુકાવી શકીએ"

આપણે ઇતિહાસ ઉપર નજર નાખીશુ તો આપણને જણાઈ આવશે કે મોટા મોટા પેગમ્બરના સાથીઓ પણ આવી કસોટીના વખતમા સરકી ગયા છે અને હુસેનથી સહીને પેગમ્બરનો સાથ મુકી આપ્યો છે

૯૦ ઇમામે પોતાના આખા જીવનમા એક યુદ્ધમા જવુ પડ્યુ ન હતુ અલબત્ત, એમના કેદ થવાની વાત એમના સાથીઓની કસોટીની ખરી વાત હતી એ વખતે એમના સાથીઓ એમની સાથે જવાના હતા ૯૦ ઇમામે એ લોકોને સારી રીતે ઓળખતા હોવાથી તેઓને એક રાત્રે સલાહ આપી કે "પ્રાર્થના કરો કે પરિક્ષણમા ન પડો" એ વખતે એમના સાથીઓએ ભારે શ્રદ્ધા ને ઇમાનની વાતો કરવા માડી કોઈએ કહ્યુ કે "આપના પરસેવાની જગાએ મારુ લોહી વહેવડાવીશ" અને કોઈ બોલ્યો 'જ્યા સુધી હુ જીવુ છુ ત્યા સુધી તમારા એક વાળને પણ કોઈ ઇજા પહોચાડી શકતુ નથી.' એ બધુ છતા તેઓ સવાર સુધી ૯૦ ઇમા સાથે જાગૃત રહી શક્યા નહી

'ઇસુએ કહ્યુ કે તમે અહી થોભો અને મારી સાથે જાગતા

## આશુરાની રાત.

સ્હવારે યુદ્ધ શરૂ થનાર હતો. પ્રભુ સામ્રાજ્યના બીઆનું સીંચન થવાનું હતું. હુસયનના નાના બાળકો, ભાણેજો ભત્રીજાઓ, પુત્રો, ભાઇઓ અને મિત્રો સૌનુ લોહી વહેનાર હતું. મદીનાથીજ હુસયન કત્લ થવા રવાના થયા હતા. માત્ર હુસયનજ નહીં બલ્કે એમના બધા સાથીઓ. શહાદતનો સમય નજીક આવી રહ્યો હતો અને સૌ કોઇ એ માટે તૈયાર અને રાજી હતા.

પણ એક દિવસ યુદ્ધ મુલ્તવી રાખવાની હુસયને માંગણી કરી. અનીચ્છાએ છતાં માંગણી સ્વીકારાઇ. હુસયને વ્યવસ્થા કરવા માંડી.

હુસયન મરવાજ આવ્યા હતા, પરંતુ એમની હયાતીમાં હરમના તંબુઓ ઉપર શત્રુઓ હુમ્લો લઇ આવે અથવા ફાવી જાય એ એમનાં માટે અસહ્ય હતું. રાત થતાં સૌથી પહેલાં એજ બંદોબસ્ત કરવામાં આવ્યો. હરમના તંબુઓની આસપાસ ખંદક ખોદવામાં આવી અને એમાં લાકડા ભરી અગ્નિ સળગાવવામાં આવ્યો.

એથી પરવારીને ઇમામ પોતાના તંબુમાં આવ્યા. પ્રભુપ્રાર્થના પછી કુરઆનની તિલાવત કરવા લાગ્યા. પછી વસ્તુસ્થિતિ ઉપર ખુબ વિચારવા લાગ્યા. થોડા વખત પછી બધા સાથીઓને એકત્ર કરીને કહેવા લાગ્યા. "કાલે જે કોઈ મારી સાથે રહેશે તે જરૂર કત્લ થઈ જશે. માટે આ રાત્રીના અંધકારને ગનીમત જાણી તમે પોતપોતાના ગામ તરફ વિખેરાઈ જાઓ." એટલું કહીને ઈમામે સભામાંની બત્તી બુજાવી નાખી જેથી જવા ઇચ્છનારને આંખેની શરમ અંતરાયરૂપ ન થઈ પડે. એ વખતે હુસયનના વફાદાર સાથીઓ ઝારઝાર રડી પડયા અને વ્યાકુળ થઇને અરજ કરવા લાગ્યા, "યા મવલા! અમને પયગમ્બર, અલી અને ફાતિમા સામે શરમિંદા ન કરો. ન્યાયના દહાડે અમે કયે મોઢે એમની આગળ જશું યબ્નરસુલિલ્લાહ! જો કદાચ

અમે આપનો સાથ છોડી આપીએ તો જંગલના કોઈ ખાનાર પશુઓ અમને ચીરી નાખો'

હજી વાતો અહીં સુધી પહોંચી હતી કે સૌ વફાદારોએ પોતાની તલ્વારો મિયાનમાંથી કાઢી લીધી અને મિયાનોને તોડીને તંબુઓની આસપાસ રક્ષણ કાજે સળગાવેલા અગ્નિમા ફેંકી દીધી અને પછી ઉઘાડી તલ્વારો હાથમા લઈને સર્વશક્તિમાન અલ્લાહની દરગાહમા આજિજી ભરી પ્રાર્થના કરવા લાગ્યા, 'અમારા પરવરદિગાર! તારા પેગમ્બરની તાબેદારી તારા ધર્મના રક્ષણ કાજે અમે દુનિયાના દરીયા ઉપરથી પસાર થઈ ગયા છીએ. અમારી લાજ તારે હાથ છે તુજ અમારો ખરો પાલક છે હે અમારા માલેક! તુ અમને દ્રઢતા ને સયમ આપ કે જેથી અમારા પગ દ્રઢ રહે અને અમે તારી રાહમા અમારુ સર્વસ્વ લુટાવી શકીએ."

આપણે ઇતિહાસ ઉપર નજર નાખીશુ તો આપણને જણાઈ આવશે કે મોટા મોટા પેગમ્બરના સાથીઓ પણ આવી કસોટીના વખતમા બદલી ગયા છે અને દુ:ખોથી બીહીને પેગમ્બરનો સાથ મુકી આપ્યો છે.

હ. ઇસાને પોતાના આખા જીવનમા એકે યુદ્ધમા જવુ પડયુ ન હતુ. અલબત, એમના કેદ થયાની રાત એમના સાથીઓની કસોટીની ખરી રાત હતી. એ રાત્રે એમના સાથીઓ એમની સાથે રહ્યા હતા. હ. ઇસા એ લોકોને સારી રીતે ઓળખતા હોવાથી તેઓને એજ રાત્રે સલાહ આપી કે "પ્રાર્થના કરો કે પરિક્ષણમા ન પડો." એ વખતે એમના સાથીઓએ ભારે શ્રદ્ધા ને ઇમાનની વાતો કરવા માંડી કોઈએ કહ્યુ કે "હુ આપના પરસેવાની જગાએ મારુ લોહી વહેવડાવીશ" અને કોઈ બોલ્યો - "જ્યા સુધી હુ જીવુ છુ ત્યા સુધી તમારા એક વાળને પણ કોઈ ઇજા પહોંચાડી શકતું નથી.' એ બધુ છતા તેઓ સવાર સુધી હ. ઇસા સાથે જાગૃત રહી શકયા નહી.

'ઇસુએ કહ્યુ કે તમે અહી રહો અને મારી સાથે જાગતા

રહો .....પછી શિષ્યોની પાસે આવે છે ને તેઓને ઉંઘતા જોઇને પીટરને કહે છે શું તમે એક ઘડી પણ મારી સાથે જાગતા નથી રહી શકતા! તમે જાગતા રહો ને પ્રાર્થના કરો કે પરિક્ષણમાં ન પડો......ત્યારે તેણે આવીને બીજીવાર ઉંઘતા જોયા ને તેઓની આંખો ઉંઘથી ભારે થયેલી હતી......ને ત્રીજીવાર તેઓને ઉંઘતા જોયા" (ઇન્જીલે મત્તી)

અને એ પછી શું થયુ? સવાર થતાં જ્યારે એ મઝલુમ પૈગમ્બરને પકડવા હાકેમના માણસો આવ્યા ત્યારે એમણે પોતાના સાથીઓને જગાડ્યા જાગીને એ લોકો સૌ પોતપોતાના ઘર તરફ નાસી ગયા પીટર બાપડો તો ટોપલામાં બેસીને કિલ્લા ઉપરથી નીચે આવતો રહ્યો અને યહુદાએ શું કર્યું? ત્રીસ રૂપરડી લઇને હાકીમનાં સીપાહીને હ૦ ઇસા જે જગાએ સંતાયા હતા ત્યાં લઇ ગયો. એ પછી હાકેમ પાસે જ્યારે આ લોકોને બોલાવવામાં આવ્યા અને પુછવામાં આવ્યું કે "તમે ઇસુનો ધર્મ પાળનારા છો?" ત્યારે સૌએ નકાર કર્યો. અને પીટરે ત્રણ વાર સોગનપુર્વક કહ્યું કે "હું ઇસુને બિલકુલ ઓળખતોજ નથી."

પરંતુ કરબલાનો ઇતિહાસ દુન્યા સમક્ષ અટળ વફાદારી ને પ્રેમની અચળ મુર્તિઓ રજુ કરે છે. ત્રણ દિવસની ભુખ ને તૃષા, સગાસ્નેહીઓનો વિયોગ અને એ વખતે પ્રાણ બચાવવાની તકો હાથમાં હોવાં છતાં એ વફાદારોએ પોતાની પ્રેમ મુર્તિઓના ચરણે પોતાના પ્રાણ ન્યોછાવાર કર્યા.

હ૦ હસન અ૦ના ફરઝંદ હ૦ કાસિમ ઇમામની સેવામાં હાજર થયા. એમની વય ૧૩ વર્ષની હતી. પૃછવા લાગ્યા, "શું મારૂં નામ પણ કત્લ થનારાઓમાં છે?"
ઇમામે પૂછયું. "તમને મૃત્યુ કેવું લાગે છે?"
"મધ કરતાં પણ વધારે મીઠું."
"હે કાકાના પ્રાણ!" ઇમામે ઉત્તર વાળ્યો. "તુયે એ પરિક્ષા

આપનારાઓમાં છે અને તારૂં નામ પણ શહીદોમાં છે તું પણ મારી જઈશ અને મારૂં નાનું દુધપીતુ બાળક અલીઅસગર પણ માર્યું જશે"

'કેમ, કાકા!' કાસિમે આશ્ચર્ય પામતા પુછ્યું, "શું આ જાલિમો સ્ત્રીઓ ઉપર હુમલા કરી આવીને અલીઅસગરને પણ કત્લ કરી નાખશે?"

તારા મન તારી ઉપર હુમલા થાય' એમ નહીં થાય, પરંતુ જ્યારે અલીઅસગર પાણીથી મરવાની અણીએ હશે અને હું એને પાણી પાવા શત્રુઓ પાસે લઈ જઈશ અને એના માટે પાણીની માગણી કરીશ ત્યારે એ લોકો પાણીના બદલામાં તીર વરસાવશે અને એ માસુમ મારા હાથ ઉપર શહીદ થઈ જશે એ વખતે હું મુનાજાત કરીશ કે હે અલ્લાહ! હું આ બધી બનાવોમાં સબ્ર કરૂં છું અને એનો બદલો તારી જ પાસેથી ચાહું છું.

હજી વાત અહીં સુધી પહોંચી હતી એટલામાં કોઈએ ઈમામ ઝયનુલઆબેદીન ઈબ્ને હુસયન (અ૦) વિશે પૂછ્યું, જેઓ કે બનાવમાં ઈમામની સાથે હતા અને બીમાર હતા ઈમામની આંખોમાંથી આંસુઓ સરી પડ્યા અને ફરમાવ્યું, 'હું કત્લ થઈ જઈશ પરંતુ અલ્લાહ માન રહશે ને આ જ નાખશે જાલિમો એમને કત્લ કરવામાં કોઈ રીતે ફાવી શકશે કારણ કે એમના મુબારક વંશમાં હજી આઠ ઈમામ જન્મવાના છે"

એ પછી ઈમામે આ શબ્દોમાં ખુત્બો પુરો કર્યો, "આગાહ થાઓ! જે કામ કરવા હું તૈયાર થયો છું એ માટે જો તમે તૈયાર થઈ ગયા હો તો ખાત્રીથી માનજો કે દુખો ને આફતોમાં સબ્ર અને શુક્ર કરનાર બંદાઓને અલ્લાહ મહા મોટા બદલાઓ આપે છે જે ગુજરી ગયેલા અને હવે પછી આવનારા લોકોમાં મને અલ્લાહે એ બધી બલાઓ સહન કરવાની ખાસ શક્તિઓ આપી છે તો તમને પણ એનાથી એ ભાગ જરૂર મળી રહે ખાત્રીથી માનજો કે આ દુન્યા-પછી એ શ્રમ ને દુખમાં પસાર થાય કે આરામમાં-એક સ્વપ્ન સમાન છે અને આખે

ને અમર જીવનની જગા છે. જે માણસ એ દિવસે પસાર થયો તે ફલાહ પામી ગયો અને જે એ દિવસે પસાર ન થયો તે નિષ્ફળ રહ્યો."

એક તરફ હબીબ ઇબ્ને મઝાહિરના તંબુમાં ઇમામના બધા વફાદાર સાથીઓની સભા ભરાઈ છે. હબીબ ઇબ્ને મઝાહિર મિમ્બર ઉપર જઈને ફરમાવી રહ્યા છે, 'જઝાકુમુલ્લાહો ખૈર, હે વફાદારો! તમને સમજાવવા કે શીખામણ દેવાની હું કંઈ જરૂર જોતો નથી. તમારા હૃદય અલ્લાહની મારેફત ને અહલેબૈતના પ્રેમથી છલકાયેલા છે. અને મને ખાત્રી છે કે તમે સૌ કાલે એવું કામ કરી દેખાડશો કે જે દુન્યામાં અમર રહી જશે...

"તમે સૌ જાણો છો કે આપણા ખરા રક્ષક ને માલિકે પોતાના બંદાઓની કસોટી લેવાની આગાહી પવિત્ર કુરઆનમાં કરી છે કે 'અમે જરૂર જરૂર તમને અજમાવીશું. ભુખથી, ભયથી દોલતથી પ્રાણ ને અવલાદના નુકસાનથી.' અને આ આપણી કસોટીનો વખત છે. અને હું આપણા સૌ માટે તે પાક પરવરદિગારના દરબારમાં પ્રાર્થના ગુજારૂં છું કે તે છેવટ સુધી આપણને આ કસોટીમાં પાર ઉતારે અને સત્ય ઉપર આપણને દૃઢ રાખે.

"હે વફાદારો! આપણને અલ્લાહનો ઉપકાર માનવો જોઈએ કે તે આપણને આવા સંજોગોમાંથી પસાર કરી અનંત ને હમેશાં રહેનારી નેઅમતોના હકદાર બનાવે છે. આજસુધી અલ્લાહે એકેક ચીજની સૌની કસોટી કરી છે પરંતુ આપણા માટે એ બધી ચીજો એકી સાથે એકઠી કરવામાં આવી છે. આજે ત્રણ દહાડા થયા આપણને અન્ન મળ્યું નથી અને પેગમ્બરના કુટુંબીજનો પણ આપણી સાથે ભૂખ્યા રહ્યા છે; પરંતુ તમે જાણો છો કે, આપણે કોના અનુયાયીઓ છીએ? આપણે એ કુટુંબના અનુયાયીઓ છીએ જેના બુઝુર્ગોએ ત્રણત્રણ દહાડા સુધી ફાકાઓ કર્યા છે અને પોતાનો ખોરાક અનાથ, ગરીબ અને કેદીઓને ખવરાવી દીધો છે. આપણા ભયની સ્થિતિ પણ તમે જાણો છો. કુફેથી આપણી કત્લ માટેના ફરમાનો આવી રહ્યા છે. હરમની પાક બીબીઓની રક્ષા કાજે

હ૦ અબ્બાસે આવી ગરમીમાં ત્રણત્રણ દહાડા થયા પોતાના શરીર પરથી હથિયાર ઉતાર્યાં નથી. ઇમામ હુસયન અલયહિસ્સલામે શત્રુઓની બ્હીકના લીધે સ્ત્રીઓના તંબુઓની આસપાસ ખંદક ખોદાવી તેમાં અગ્નિ સળગાવી રાખ્યો છે, જેથી શત્રુઓ તંબુઓમા ઘુસી ન આવે

"[illegible]થી પણ આપણી કસોટી થઇ રહી છે. આપણે વતન છોડી સત્ય ખાતર ઇમામનો સાથ આપી રહ્યા છીએ. હુસયનના નાના નાના બાળકો સાથે તરસથી પણ આપણી કસોટી થઈ રહી છે. એ બધા દુઃખોમાં તમે અત્યાર સુધી સંયમ જાળવ્યો છે અને મને ખાત્રી છે કે તમે છેવટ સુધી સંયમ જાળવી શકશો. પરંતુ વ્હાલાઓ! કાલે પ્રાણ ને અન્ન લાઢથી આપણી કસોટી થવાની છે. શત્રુઓની તલ્વારો આપણા ગળા ઉપર ચાલવાની છે. હું તમારામા એક ઘરડો અને અનુભવી માણસ છું, ખુદા સલામત રાખે તમે સૌ જવાન છો. પરંતુ હું ચ્હાઉં છું કે, રખેને કાલે પરિક્ષકની સામે તમે ક્યાંક કોરા કાગળોજ ન રાખી દ્યો. યાદ રાખો, કાલે જો કસોટીમાથી પસાર થયા તો સૌથી પહેલા આપણે પૈગમ્બર અને અલીના દર્શન કરવા ભાગ્યશાળી થઇશું. હઝરત અલી આપણને કૌસરનું પાણી પાશે અને પૈગમ્બર, તેમજ હઝરત ફાતિમા સ૦ આપણું સ્વાગત કરવા આવશે. તમને એવા પ્રયત્ન કરવા જોઇએ કે ઇમામના નગાવ્હાલાની શહીદ થવાની વારી આવે એ પહેલાજ તમે ઇમામના કદમો ઉપર નિસાર થઇ જાઓ. પયગમ્બરના કુટુમ્બીજનોમાથી કોઇને પણ આપણી જીંદગીમા જરા પણ ઇજા ન પહોંચવી જોઇએ. ખુદા ન કરે ને જો આપણી હયાતીમાજ કોઇ શાહઝાદાને કંઈ ઇજા પહોંચી તો કાલે આપણે પૈગમ્બરને કેવી રીતે મોઢું દેખાડીશું?"

બીજી તરફ હ૦ અબ્બાસ પોતના ભાઇઓ ને હાશમી જુવાનોને પ્રેમપુર્વક સમજાવી રહ્યા છે, "મારા વ્હાલાઓ! ઇમામના સાથીઓ માત્ર અલ્લાહની ખુશી માટે આપણો સાથ આપી રહ્યા છે. વતન, ઘર

બાલબચ્ચાં અને સગાંસ્નેહીઓથી જુદા પડીને આવી ભુખ ને તરસની હાલતમાં તેઓ ઇમામ ઉપર પોતાનો પ્રાણ નિસાર કરવા તૈયાર થયા છે. તેઓની આ હિમ્મત આપણી હિમ્મત કરતા વિશેષ પ્રસંશનીય છે. આપણે જો ઇમામની મદદ કરીએ છીએ તો કોઇની ઉપર ઉપકાર કરતા નથી. એ તો આપણી ફરજ છે અને જો ફરજ પણ આપણે પુરી ન કરીએ તો આપણે જરૂર ઠપકા પાત્ર ગણાઇએ. ઉપકાર તો તેઓનો છે જેઓ અન્ય હોઇને આપણો સાથ આપી રહ્યા છે. માટે તમારી ફરજ છે કે તેઓ ઇમામ ઉપર કુરબાન થાય તે પહેલાં તમે પોતાના પ્રાણ સત્ય ઉપર કુરબાન કરી દયો."

કરબલાના હૃદયભેદક બલિદાનોમાં સ્ત્રીઓની વફાદારી પુરૂષો કરતાંયે ચડે એવી હતી. જુઓ! એ એક તંબુમાં જનાબે ઝયનબે ખાતુન પોતાના પ્રાણપ્રીય પુત્રોને શું સમજાવી રહી છે? આ બ્હેનને પોતાના ભાઈ સાથે જે પ્રેમ હતો એની જોડ જગતના ઇતિહાસમાં કયાંય મળતી નથી.

પોતાના બન્ને પુત્રો ઔન અને મોહમ્મદને સુંદર વસ્ત્રો પહેરાવી તેમની કમરમાં હથિયાર બાંધતા બાંધતા માતા જે ઉપદેશ આપે છે તે જુઓ. "વ્હાલાઓ! તમે હજી બાળક છો, હું તમને અગાઉથીજ બધું સમજાવી રાખુ છું યાદ રાખજો. કાલે તમારી આ દુઃખી માની લાજ તમારા હાથમાં છે. શત્રુઓના મુકાબલામાં જાન તોડીને લડજો અને બાપદાદાનું નામ રોશન કરજો, જુઓ! મારી આ સુચના ધ્યાનમાં રાખજો અને ફુરાતના કિનારા પાસે જજો નહી. જો તમને તરસ વધારે બેચયન કરે તો છ મહીનાના બાળક પ્યારા અલીઅસગરની તરસ યાદ કરીને સંયમ રાખજો પણ મયદાનમાંથી પાછા ફરજો નહી. જો તમે કાલે મયદાનથી પાછા આવશો તો બીજી બીબીઓમાં મને પશેમાની થશે. બેટા! તમારા મામા ઉપર બહુ ખરાબ વખત આવ્યો છે અને હું તેમને માટે કંઇજ કરી શકતી નથી. મારૂં સર્વસ્વ તમે બે જણા છો, હું તમે બન્નેને કાલે

તેમની ઉપર કુરબાન કરતા રહ્યા છુ અને પ્રાર્થના કરુ છુ કે અલ્લાહ મારી આ કુરબાનીને સ્વીકારીને તમારા મામાને આ ભય કર આફતમાથી બચાવી લે"

સાથીઓ ને સગા સ્નેહીઓની સ્ત્રીઓ પોતપોતાના બાળકોને શહાદત માટે પ્રેરી રહી હતી, અને ઝારીઝતાર રડતી જતી હતી

એક ખૈમામા જનાબે ઉમ્મે કુલ્સુમ ઉદાસ ચહેરે અશ્રુઓ સારતા બેઠા છે સામે ૯૦ અબ્બાસ તલવાર સાફ કરી રહ્યા છે બ્હેનને રડતા જોઈ અબ્બાસ પુછે છે બ્હેન! તમે શા માટે રો છો?

'ભાઈ! કેમ ન રડુ? હુ અભાગિણી ઓલાદ વિનાની છુ બધી માતુનો મને પોતપોતાના બાળકોને ઇમામ ઉપર કુરબાન કરશે મારે ઓલાદ નથી હુ ઇમામની સહાયમા કઇ સતાન કોને કરીશ?

અઝ્રત અબ્બાસની આખોમાથી અશ્રુઓ સરી પડે છે ફરમાવે છે ' બ્હેન! હુ આજથી તમારો ગુલામ છુ તમારા એક ગુલામ તરીકે મને મને ઇમામ ઉપર કુરબાન કરજો

દુન્યામા આજે એવો શુદ્ધ ને અચળ પ્રેમ ક્યા છે? એના વફાદારો ક્યા છે? બ્હેનના ગુલામ બનનારા ભાઈઓ ક્યા છે? ક્યા છે સત્ય ઉપર પોતાના બાળકોને કુરબાન કરી દેનારી માતાઓ? ક્યા છે ભાઈ ઉપર મરી ફિટનાર બ્હેનો? એ બધુ માત્ર રસનાનાજ ભાગ્યમા હતુ દુન્યાના ઇતિહાસે એવુ કોઇ બીજુ દ્રષ્ટાંત જોયુ નથી અને કદી પણ નહી જોઈશે.

સુબ્હે આશૂરે મોહરમથી ક્યામતની સહર

ઇમામ ઝયનુલ આબેદીન અ૦ ફરમાવે છે કે સબરકાનુ ઝાખુ અજવાળુ પથરાયુ ત્યારે નમાઝ પછી ઇમામે અલ્લાહની દરગાહમા આ મુનાજાત કરી

હે અલ્લાહ! દરેક દુખ વખતે તુ મારો આશ્રયસ્થાન છે દરેક શ્રમ વખતે મારા માટે આશાનુ કેન્દ્ર છે અને દરેક સામનામા તુજ

કાર્યસાધક છે. દરેક કષ્ટ અને દુઃખ વખતે તારાજ ઉપર મને વિશ્વાસ છે. ઘણાં દુઃખો એવાં વડયાં કે એ વખતે મારૂં હૃદય અશક્ત થઇ જવા લાગ્યું અને તદબીરો નિરર્થક જણાવા લાગી. મિત્રોએ મારો ત્યાગ કર્યો, શત્રુઓ કડ્ડુ વેણ ઉચ્ચારવા લાગ્યા ત્યારે મેં તનેજ સંબોધ્યો અને તારીજ પાસે શિકાયત કરી, કારણ કે તારા સિવાય બીજે ક્યાંય મારૂં અંતઃકરણ ઠરતુ નથી, અને તેં પોતાની દયાથી મારાં દુઃખો દૂર કર્યાં અને મારી મહેનત કબુલ કરી. ખરેખર! બધી નેઅમતોનો તુંજ માલેક છે અને તુંજ બધી નેકીઓનો માલેક છે અને તુંજ બધી નેકીઓનો ખજાનો છે અને બધા રૂજુ કરનારાઓનું તુંજ લક્ષબિંદુ છે."

હુસયની કાફલાની વિચિત્ર સ્થિતિ હતી. સામે ફુરાતનું પાણી લહેરો લઇ રહ્યું હતું અને અહીં બાળકો, જવાનો સ્ત્રીઓ અને વૃધ્ધો સૌ પાણી માટે તરસી રહ્યાં હતાં. રાત્રે હરમના તંબુઓની આસપાસ અગ્નિ સળગાવી દેવામાં આવ્યો હતો એની ગરમીથી એ તરસ્યાઓની તરસ કલ્પનામાંયે ન આવી શકે એવી હદે પહોંચી હતી.

સવાર થતાંજ કરબલાનું રણ યુદ્ધના ગગનભેદી ધ્વનીથી ગર્જી ઉઠયું બપોર સુધી યુધ્ધ જારી રહ્યું. હુસયનના ૪૦ વફાદારો કામ આવી ગયા. સુર્ય બરોબર માથા ઉપર આવી ઉભો. કરબલાના બળતા રણની ગરમી, ત્રણ દીવસની તરસ, પોતે ઝખ્મી થયેલાં છતાં એવા વખતે પણ એ વફાદારોએ પ્રભુપ્રાર્થના ન વિસારી દુન્યાનો ઇતિહાસ જુઓ તો તમને જણાશે કે એવા વખતે માણસની શુદ્ધિ ઠેકાણે રહેતી નથી. મૃત્યુ માથા ઉપર ફરી રહ્યું હતું પરતુ એ વફાદારોના ચહેરા ઉપર આનંદજ ચમકી રહયો હતો ઉદાસીનતાની જરાએ છાયા ન હતી. પ્રભુનું સામ્રાજ્ય પૃથ્વી ઉપર સ્થાપનારા લોકો કેવા હતા એ કરબલાજ માત્ર તમને દેખાડી શકશે.

બરાબર યુદ્ધની શરૂઆત વખતે આશુરાના દિવસે મોહંમદ હબ્ને

બશરને, 'રય'માં એમના પુત્રના કેદ થવાના સમાચાર મળ્યા અને ત્યાં તેને જામિન ઉપર છોડાવી શકે એવો એકે માણસ ન હતો. કોણ પિતા પોતાના પુત્રને આવા સંકટમાં જોઇ તેને છોડાવવા પ્રયત્ન નહીં કરે? પરંતુ મોહમ્મદે એ સમાચાર સાંભળી એટલું જ કહ્યું, 'તે કેદ થયો તો હવે હું યે તેની પાછળ જવાનો નથી. તેની મદદ કરવી એ મારી ફરજ છે. પરંતુ ઇમામની સહાય એથીયે મોટી ફરજ છે, અને એથી એની સહાય કરવાને હું ઇમામની સહાય કરવા ઉપર મરસાઈ આપી શકતો નથી."

મોહમ્મદ આ વખતે પોતાના પુત્રને છોડવવા જતા રહ્યા હોત તોયે દુન્યા એમને બેવફા કહી ન શકત. પરંતુ એમણે એમ કર્યું નહી. ઇમામ હુસયનને જ્યારે આ સમાચાર મળ્યાં ત્યારે હઝરતે એમની પોતાની પાસે બોલાવીને કહ્યુ, "અલ્લાહ તારી ઉપર રહેમત કરે. હુ તને ખુશીથી રજા આપુ છું કે તુ જા અને પોતાના પુત્રને છોડાવ" મોહમ્મદે કહ્યુ, "યબ્નરસુલિલ્લાહ! જો હુ તમને છોડી જાઉ તો જંગલી પ્રાણીઓ મને ચીરી નાખે" ઇમામે ફરમાવ્યુ, "ત્યારે તારા બીજા પુત્રને આ હજાર અશરફીઓ આપીને મોકલ કે તે પોતાના ભાઇને છોડાવી લાવે" એથી મોહમ્મદનો એક પુત્ર ૧૦૦૦ અશરફીઓ લઇને પોતાના ભાઇને છોડાવવા ગયો.

**યુદ્ધની શરૂઆત**

અગ્યાર વાગાનો સમય હતો. હજી બન્ને બાજુએ લોકો મુકાબલા માટે બહાર પણ ન આવ્યા હતા એટલામા શત્રુઓમાંથી ઇબ્ને જુવયરીયા પોતાનો ઘોડો દોડાવતો ખંદકના બળતા અગ્નિ પાસે આવી પહોંચ્યો અને મોટા અવાજે બોલ્યો, "હે હુસયન અને હે હુસયનના સાથીઓ! (ખાક બ દહાશન) તમને જહન્નમનો અગ્નિ મુબારક થાઓ, કારણ કે તમેજ અગ્નિ તરફ પહેલ કરી છે.'

નાસિખુત્તવારીખ ને રોઝતુશ્શોહદાના કર્તા લખે છે કે શત્રુઓના આ શબ્દો સાંભળી હ૦ મુસ્લિમ ઈબ્ને ઔસજાથી ન રહેવાયું. ઈમામની સેવામાં અરજ કરી, "આજ્ઞા હોય તો હું આ મલઉનને હમણાંજ એક તીરથી મૃત્યુનું જામ પીવરાવું." ઈમામે ફરમાવ્યું, "એને તીર મારતા નહીં, કારણ કે મારા તરફથી યુદ્ધની શરૂઆત કરવાને હું નાપસંદ કરૂં છું."

સલાહુલ્મશઅર્તનના કર્તા લખે છે કે દસમી મોહર્રમ શુક્રવારના દિવસે મધ્યાહ્ન પહેલાં યુદ્ધની શરૂઆત થઈ. ઉમરે સાદે સૈન્યનો વાવટો પોતાના ગુલામ વરીદને સોંપ્યો. અમ્ર ઈબ્ને હજ્જાજને જમણી બાજુએ અને ઉરવા ઈબ્ને કૈસને ડાબી બાજુએ જગા આપી અને સવારો ઉપર ખવલીને અને સૈનિકો ઉપર શબ્સ ઈબ્ને રબ્ઈને અમીર બનાવ્યા.

અહીં ઈમામે લશ્કરનો અમલ પોતાના નાના ભાઈ અબ્બાસના હાથમાં આપ્યો અને જમણી ને ડાબી બાજુએ ઝુહૈર ઈબ્ને કૈન અને હબીબ ઈબ્ને મઝાહિરને જગા આપી. આ મુજાહિદો ખેમાની આગળ ગોઠવાયા. પાછળ ખંદક હતી. જેથી એકજ દિશાએ યુદ્ધ થાય. એ પછી ઈમામે દોઆ કરી ઉંટણી પર સવાર થયા અને આગળ વધ્યા.

નાસિખુત્તવારીખના કર્તા લખે છે બુરૈરે હમદાની ઈમામની સેવામાં હાજર થયા અને અરજ કરી "આજ્ઞા હોય તો એક વાર ફરી આ લોકોને સમજાવું." ઈમામે આજ્ઞા આપી. બુરૈર શત્રુ તરફ પોતાનો ઘોડો દોડાવી ગયા અને તેઓને સંબોધીને કહ્યું, "હે લોકો! અલ્લાહે પોતાના વ્હાલા પૈગમ્બરને તમારી હિદાયત માટે મોકલ્યા કે તેઓ સતકર્મ કરનારાઓને જન્નતની બશારત આપે અને કુકર્મીઓને જહન્નમના અઝાબથી બ્હીવરાવે. તેઓ સૂર્ય સમાન પ્રકાશિત અને અલ્લાહની આજ્ઞાથી અલ્લાહને માર્ગે આમંત્રણ આપનારા છે. જુઓ! આ ફુરાતનું પાણી વહી રહ્યું છે. સુવ્વર અને કુતરાઓ સુદ્ધા એ પીએ છે અને તમે એમાંથી પૈગમ્બરના

અહલેબયતને એક ટીપું નથી આપતા અને તેમની ને નહેરની વચ્ચે અંતરાયરૂપ થઈ બેઠા છો!"

ઉમરના જવાબમાં એ બાયલાઓએ કહ્યુ, "વલ્લાહ! હુસયનને અમે એક ટીપું પાણીનુ આપવાના નથી."

## ઈમામનો પહેલો ખુતબો.

ઉમરના કહેવાથી એ લોકો ન સમજ્યા ત્યારે ઈમામ પોતે આગળ વધ્યા અને મોટા અવાજે ફરમાવ્યુ —

'હે લોકો! મારી વાત સાંભળો અને મારા મામલામાં ઉતાવળ કરો નહીં, કારણ કે તમને સત્ય સમજાવવાની જે મારી ફરજ છે એ હુ અદા કરી લઉ અને મારા અહીં આવવાના જે કારણો છે એ હુ તમને સુણાવી દઉ, જો તમે એ કારણોનુ વાજબીપણુ કબુલશો અને મારી વાતની સચ્ચાઈ સ્વીકારશો અને ઇન્સાફ કરશો તો તમે નેકીના કરનારા થશો અને પછી મારી ઉપર અત્યાચાર આદરવાનું તમને કારણ મળશે નહીં. અને જો તમે મારા કારણોને ગેરવાજબી ગણો અને ન્યાય નહીં કરો તો પછી તમે તમારૂ કામ સંભાળો અને પોતાના ભાગીદારોને એકઠા કરી લ્યો, જેથી એ કામ અને એની હકીકત તમારાથી છુપી ન રહી જાય પછી તમને જે કંઈ કરવુ હોય તે કરજો અને મને મોહલત આપજો નહીં. મારો રક્ષક એ અલ્લાહ છે જેણે પવિત્ર કુરઆન મોકલ્યુ અને જે સતકર્મ કરનારાઓને ચાહે છે." એટલુ કહીને ઈમામ થોડા વખત માટે ચુપ થઈ ગયા જેથી ઉમરસાદના સિપાહીઓ એક જગાએ એકઠા થઈ ધ્યાનથી સાંભળે. જ્યારે એ સૌ બરાબર ગોઠવાઈને સાંભળવા તૈયાર થયા ત્યારે ઈમામે આગળ ચલાવ્યુ —

"હે લોકો! મારા નસબને જાણો, જુઓ કે હુ કોણ છુ? પછી તમે પોતાના મનમાં તમારી જગાએ વિચારો અને ન્યાય કરો કે મારૂ કત્લ અને અપમાન તમને હલાલ (કાયદેસર) છે? શુ હુ તમારા

નબીનો નવાસો નથી? શું હું તમારા નબીના ખલીફા અને પિત્રાઈ ભાઈ, જેઓ સૌથી પહેલા પયગમ્બરના ઈશ્વરી સંદેશ ઉપર ઇમાન લાવ્યા હતા, તેમનો પુત્ર નથી? શું શહીદોના સરદાર હ૦ હમ્ઝા મારા પિતાના કાકા નથી? શું હ૦ જઅફરે તય્યાર શહીદ મારા કાકા નથી? શું તમને પૈગમ્બરના આ શબ્દો પહોંચ્યા નથી જે તેમણે મારા ને મારા મોટા ભાઈ વિષે ફરમાવ્યા હતા કે આ બન્ને જન્નતના જવાનોના સરદાર છે?”

અલ્લામા તબરીજી નહીં બલ્કે બધા ઇતિહાસકારો સર્વાનુમતે લખે છે કે ઇમામ અહીંસુધી પહોંચ્યા ત્યારે સાંભળનારાઓ ઉપર એટલી બધી અસર થઈ કે મિત્રો અને શત્રુઓ સૌની આંખોમાંથી અશ્રુસરિતા વહેવા લાગી. ઇમામના શબ્દો હરમમાં પણ સંભળાતા હતા અને એથી ઇમામની બહેનો અને દિકરીઓ પોકારી પોકારીને રડવાં લાગ્યાં. સ્ત્રીઓના રડવાનો અવાજ સાંભળીને ઇમામે હ૦ અબ્બાસને હરમ તરફ જઈને સૌને દિલાસો આપી ચુપ કરાવવા કહ્યું. જ્યારે સ્ત્રીઓ શાંત થઈ ત્યારે ઇમામે અલ્લાહનો શુક્ર અદા કર્યો અને તેના વખાણ કર્યા અને પછી હ૦ મોહમ્મદ સ૦ અને બીજા પૈગમ્બરો ઉપર સલવાત પડી અને પછી આગળ વધ્યા:—

“વિચારો, પૈગમ્બરના શબ્દો બયાન કરવામાં જો તમે મને સાચો માનો છો તો ખરેખર તમે સત્યનો સ્વીકાર કર્યો, અલ્લાહ જાણે છે મેં આજ સુધી કદી ખોટું કહ્યું નથી અને હું જાણું છું કે ખોટું બોલનારને અલ્લાહ દુશ્મન રાખે છે અને જો એ હદીસના કહેવામાં તમે મને ખોટો સમજો છો તો હજુએ તમારામાં એવા ઘણા લોકો હયાત છે જેઓ મારી સચ્ચાઈની શાખી પૂરી શકે છે. તમે જાબીર ઇબ્ને અબ્દુલ્લાહ અન્સારી, અબુસઇદે ખુદરી, સહલ ઇબ્ને સાઅદે સાએદી, ઝયદ ઇબ્ને અરકમ અને અનસ ઇબ્ને માલિકને પૂછી જુઓ. તેઓ પોતાની મેળે તમને બતાવી દેશે કે તેઓએ જાતે પૈગમ્બરની જબાની મારા ને મારા ભાઈ વિષે આ હદીસ સાંભળી છે કે નહીં? શું આ તમારા માટે તમને મારી

ખુરેજીથી અટકાવવા માટે બસ નથી !"

ઇમામ આ શબ્દો સુધી આવ્યા ત્યારે શિમ્ર વચમા બોલી ઉઠયો. "તમે જે કૈં કહ્યુ એ હુ જરાયે સમજ્યો હોઉ તો મારી પ્રાર્થનાઓ ખોટી રીતે કરેલી સમજશે."

ઇમામે તો એ ફરેબીને કૈં કહ્યુ નહી પરતુ હબીબ ઇબ્ને મઝાહિરે તેને આ પ્રમાણે સબોધીને કહ્યુ," હે શિમ્ર! તુ અલ્લાહની પ્રાર્થના મનમાં સેકડો સદેહ ને અવિશ્વાસ રાખીને કરે છે અને હુ તારા આ શબ્દોની સચ્ચાઇનો સાક્ષી છુ જેમકે તે કહ્યું કે હુ ઇમામની વાતોને સમજી શકયો નથી. ખરી વાત છે, તુ એ વાતોને કયાથી સમજે! અલ્લાહે તારી ગુમરાહી બદલ તારા હૃદય ઉપર સીલ લગાડી દીધી છે અને હવે તુ કૈં પણ સાભળી કે જોઈ શકશે નહી."

શાન્તિ થયા પછી ઇમામે આગળ ફરમાવ્યુ, "જો એ હદીસ વિષે મારા કહેવા ઉપર તમને સદેહ થતો હોય તો શુ હુ પૈગમ્બરનો નવાસો છુ એવા મારા દાવામાએ તમને કૈં શક છે"? વલ્લાહ! પૂર્વથી લઇને પશ્ચિમ સુધી તમારામા અને આખી દુન્યામા મારા સિવાય તમારા પૈગમ્બરનો કોઇ નવાસો નથી. અફસોસ છે તમારી ઉપર! શુ મે તમારામાથી કોઇને મારી નાખ્યો છે જેનો બદલો લેવા ચાહો છો? અથવા શુ મે તમારી કૈં દૌલત લુટી લીધી છે અથવા તમારામાથી કોઇને ઝખ્મી કર્યો છે અથવાં કોઇ પ્રકારની ઇજા પહોચાડી છે જેનો તમે બદલો ચાહતા હો?"

એટલુ ફરમાવી શત્રુઓ તરફથી ઉત્તર મળવાની આશાએ ઇમામ ચુપ રહ્યા. જ્યારે કૈં ઉત્તર ન મળ્યો ત્યારે ઇમામે શત્રુઓના સરદારોને તેઓના નામ સાથે બોલાવના કહ્યુ, 'હે શીસ્ર ઇબ્ને રબ્ઇ! હે હજ્જાર ઇબ્ને હજ્જાર! હે કૈસ ઇબ્ને અશઅશ! અને હે યઝીદ ઇબ્ને હારિસ! શુ તમે લોકોએ આ શબ્દોમા પત્ર ઉપર પત્ર લખીને મને આમત્રણ ન્હોતુ આપ્યુ કે અમારા વૃક્ષોનાં ફળ પાકી ગયા છે અને અમારા બગી'

ફળરૂપ થયાં છે. માટે તમે અને તેટલી ઉતાવળે અમારી પાસે આવો. અમે લશ્કર તૈયાર કરી રાખ્યું છે!" આ શબ્દો સાંભળી કોઈએ કંઈ ઉત્તર વાળ્યો નહીં પરંતુ શમ્સ ઇબ્ને રબ્ઈ બોલ્યો, "અત્યારે તો આપને યઝીદ ઇબ્ને મોઆવિયાની બયઅત કરી લેવી જોઈએ અને તે તમારી સાથે મહેરબાનીથી વર્તશે." ઇમામે ફરમાવ્યું, "વલ્લાહ! હું આવું અપમાન સહન કરવા કોઈના હાથ ઉપર બયઅત કરનાર નથી. અને એક પરતંત્ર ગુલામ જેવા કરાર કરવાના કલંકને કદી પણ ગવારા કરીશ નહીં. મેં મારા ને તમારા પરવરદિગારનો આશ્રય લીધો છે કે તમે મને સંગસાર કરી શકો અને હું એવા દરેક મગરૂર અને કયામત ઉપર ઇમાન નહીં લાવનારની બુરાઈથી બચવા માટે મારા ને તમારા પરવરદિગારનો આશ્રય ચાહું છુ."

એટલું ફરમાવીને ઇમામ ઉંટણી ઉપરથી નીચે ઉતર્યા અને અકબા ઇબ્ને સમ્આનને બોલાવીને તેની લગામ સોંપી. પછી પોતાના ઘોડા ઉપર સવાર થઈને પોતાના અમુક ખાસ સાથીઓ સાથે ઉમરે-સાદના લશ્કરની પાસે આવી પહોંચ્યા. બુરૈરે હમદાની આગળ વધ્યા અને ખાસ કુફાવાસીઓને સંબોધીને બોલ્યા, "હે કૌમ! અલ્લાહથી બીઓ અને હ૦ મોહમ્મદ સ૦ ની વસીયત યાદ કરો કે હઝરતે ફરમાવ્યું હતું કે 'હું તમારામાં બે મહાભારે ચીજો છોડી જાઉં છું એક અલ્લાહની કિતાબ અને એક મારી અવલાદ.' પૈગમ્બરની એ મહાભારે ચીજ આ તમારી સામે છે અને એમની સાથે એમના પુત્રો, એમની પુત્રીઓ સગાવ્હાલા અને હરમે પાક છે. હવે તમે અંતઃકરણ પૂર્વક કહી દયો કે એ લોકો સાથે તમારો શો ઇરાદો છે? અને એઓ સાથે કેવું વર્તન કરવા ચાહો છો? શું તમને એ ઠીક નથી લાગતું કે આ લોકો મદીને પાછા ચાલ્યા જાએ. કેમ, હે કુફાના વતનીઓ! શું તમે તમારા લખેલા પત્રોને અને એ પ્રતિજ્ઞાઓને જે અલ્લાહને ગવાહ

નામાને તમે કરી હતી અને જેમા તમે સ્પષ્ટ લખ્યુ હતુ કે પેગમ્બરના અહલેબયત તમારી પાસે આવે તો તમે એમના ચરણોમા પોતાના પ્રાણ ન્યોછાવાર કરશો અને એમની સહાય કરશો એ બધુ એકદમ વિસારી ગયા ? હવે જ્યારે એ લોકો તમારી પાસે આવ્યા ત્યારે તમે એમને ઇબ્નેઝિયાદના હવાલામા સોપી આપો છો ? અને ફુરાતનુ પાણી ન્હેરા એમની ઉપર બધ કરી બેઠા છો ? ખરેખર ! તમે પોતાના પેગમ્બરના સૌથી ખરાબ અનુયાયીઓ છો કેમકે તેમનાજ કુટુબ સાથે તમે આવા અત્યાચારો આચરવા તૈયાર છો ક્યામતના દિવસે અલ્લાહ તમને કદી પણ સુખનસીબ નહી કરે' હુરેના આ શબ્દો સાભળી એ કુફીઓએ ફરી એક શબ્દોમા ઉત્તર વાળ્યો તમે શુ કહી રહ્યા છો એ અમે કૈ સમજતા નથી હુરેરે કહ્યુ, એ અલ્લાહનો શુક્ર છે જેણે તમામ મુકાબલામા મને સત્ય જોવા વધારે શક્તિ આપી હે અલ્લાહ ! હુ આ સમના કૃત્યથી દુરી ચાહુ છુ હે અલ્લાહ ! આ પાપી ને ઘાતકીઓને આપસમા એવી રીતે અથડાવી દેજે કે એમનો વિનાશ થાય અને તારી પાસે હાજર થાય ત્યારે તુ એમની ઉપર કોપાયમાન હોય આ શબ્દો સાભળી કુફીઓએ હુરેર ઉપર તીર વરસાવવા શરૂ કર્યા હુરેર ઇમામની પાસે આવી ઉભા રહી ગયા તીર વરસી રહ્યા હતા પરતુ ધર્મવીર હુસયને ઉપદેશની ફરજ વિસારી નહીં તરત આગળ વધીને શત્રુઓને સબોધતા બોલ્યા —

## ઇમામનો બીજો ખુતબો.

"તમને અલ્લાહના સોગન આપીને પુછુ છુ કે કહો તમે મને ઓળખો છો ?"

"હા" લોકોએ ઉત્તર વાળ્યો, આપ અમારા પેગમ્બરના ફરઝદ અને તેમના નવાસા છો

એ પછી ઇમામે પોતાની માતા પિતા નાના દાદી અને બાહેની

ઓળખ આપી અને એ હકીકતની સચ્ચાઈ લોકોને સોગન પુર્વક પુછી અને સૌએ એનો ઇકરાર કર્યો, પછી ઇમામે ફરમાવ્યું, "વલ્લાહ: ખરૂં કહેજો કે મારા મ્યાનમાં આ રસુલુલ્લાહ સ૦ ની તલવાર નથી?"

"બેશક છે." લોકોએ ઉત્તર વાળ્યો.

ઇમામે ફરમાવ્યું, "તમે જાણો છો કે આ પાઘડી જે મારા માથા ઉપર છે એ રસુલાહ સ૦ ની છે?"

"હા બેશક અમે જાણીએ છીએ."

"તમે જાણો છો કે મારા પિતા સૌથી પહેલા પૈગમ્બર ઉપર ઇમાન લાવ્યા હતા અને જ્ઞાન ને સંયમ માટે બધા મુસલમાનોમાં શ્રેષ્ઠ છે અને બધા મોમિન પુરૂષો ને સ્ત્રીઓના સરદાર છે?"

"હા."

"જ્યારે આ બધી વાતો તમે જાણો છો ત્યારે મારી કત્લને તમે કેવી રીતે યોગ્ય જાણી લીધી? એ છતાં કે તમે સારી રીતે જાણો છો કે કાલે ન્યાયના દહાડે મારાજ પિતાશ્રી તરસ્યાં મુસલમાનોને હોઝે કૌસર ઉપર લઈ જશે અને એ દિવસે લિવાએ હમ્દ પણ એમનાજ હાથમાં હશે"

"અમે એ બધું જાણીએ છીએ, પરંતુ એ છતાંયે જ્યાંસુધી આપ મૃત્યુનું જામ પી નહીં લ્યો ત્યાં સુધી અમે આપનો પીછો છોડનાર નથી." (નાસિખુત્તવારીખ પૃ૦ ૨૫૬ મકતલે અબુ ઇસ્હાક પૃ૦ ૩૫)

અલ્લામા અબુઇસ્હાક લખે છે કે આ ખુત્બા પછી ઇમામ તંબુમાં આવ્યા અને અહલેબયતની ખાતુનોને બોલાવી ફરમાવ્યું, "હું કત્લ થઇ જાઉં ત્યારે તમે મારા માતમમાં તમારા કપડા ચીરી નાંખતાં નહીં અને તમારા ચહેરાઓને ઝખ્મી કરતાં નહીં." ઝયનબ ખાતુને કહયું, "આપ તો અત્યારે જાણે મૃત્યુની સંપૂર્ણ ખાત્રી થઇ ગઈ હોય એવી વાતો કરો છો!" ઇમામે ફરમાવ્યું, "હા બ્હેન! એમજ છે" ઇમામના આ શબ્દો સાંભળી બધી સ્ત્રીઓ પોકારી પોકારીને રડવા લાગી ઇમામે બ્હેનને સંબોધીને

કત્લ કિલ્લતો કરીશ ?"

ઝુહૈરે કહ્યું, "ખરેખર! તું હયવાન જેવો છે માણસ નથી. યાદ રાખજે કે તારું ઠેકાણું નર્ક છે."

શિમ્ર બોલ્યો, "હું તને પણ કત્લ કરીશ અને તારા સરદારને પણ."

ઝુહૈરે કહ્યું, તું મને કત્લથી બ્હીવરાવે છે? મને તો હુસયનની સહાયમાં મરી જવું આ જીવવા કરતા વધારે પસંદ છે." એ પછી ઝુહૈરે પોતાના સાથીઓને સત્ય પર દ્રઢ રહેવાનો ઉપદેશ કર્યો.

અહીં આવીને ઇમામે એક સાથી મારફત ઝુહૈરને કહેવરાવ્યું કે "તમે ઉપદેશ કરવાની તમારી ફરજ બજાવી અને આ લોકોને સારી સલાહ આપી." પછી ઇમામ પોતે આગળ વધ્યા અને શત્રુઓને સંબોધીને ફરમાવ્યું:—

"હે લોકો! ખાત્રીથી માનજો કે આ દુન્યા એક ફાની ઘર છે અને એમાંની બધી ચીજો પોતાના સ્વરૂપો બદલતી રહે છે. હે લોકો! તમે ઇસ્લામના કાયદાઓ સ્વીકાર્યા, પવિત્ર કુરઆન વાંચો છો અને હ૦ મોહમ્મદ સ૦ ને અલ્લાહના સાચા પૈગમ્બર માનો છો, એ છતાં શત્રુતાથી એમની અવલાદને કત્લ કરવા તૈયાર થયા છો! શું તમે નથી જોતા કે ફુરાતનું પાણી સર્પની જેમ લહેરો લઇ રહ્યું છે અને એમાંથી યહુદી, ખ્રીસ્તી, કુતરાઓ અને સુવ્વર પણ પીએ છે પરંતુ પૈગમ્બરની અવલાદ માટે એમાં એક ટીપું નથી."

એનો ઉત્તર મળ્યો કે "વાતો ઓછી કરો. તમને ને તમારા સાથીઓને એમાંથી એક ટીપું મળનાર નથી."

એના જવાબમાં ઇમામે પવિત્ર કુરઆનની આ આયત તિલાવત ફરમાવી, "ખરેખર! આ કોમ ઉપર શયતાન વિજયી નીવડયો છે અને એ લોકો અલ્લાહને ભુલી બેઠા છે. આજ લોકો શયતાનના સહાયકો છે. આગાહ થાઓ કે શયતાનના સહાયકો જરૂર નુકસાન ઉઠાવનારા છે."

ઈમામનો ત્રીજો ખત્બો.

ઈમામે પોતાની સામે લડવા આવેલા લોકોને ખરી વસ્તુ સ્થિતિથી વાકેફ કરી દીધા જેથી કાલે કોઈ એવું બ્હાનું ન કરી શકે કે અમે હુસયનની નિર્દોષતાથી અજાણ હતા. જ્યારે ઈમામને ખાત્રી થઈ કે મે મારી નિર્દોષતાના પુરાવા કરી આપી છે ત્યારે એમણે નીચે પ્રમાણે ત્રીજો ખુત્બો પઢ્યો અને એમા એ નિર્દોષતાનો અનાદર કરવાના પરિણામો પણ સ્પષ્ટ જણાવી દીધા

"સૌ સ્તુતિ ને વખાણ એ અ'લ્લાહના હક્કે જેણે આ દુન્યા અને એમાની બધી ચીજોને ફના થનારી બનાવી છે જે માણસ એની ઉપર મગરૂર થયો તેણે માણસાઈનો ત્યાગ કર્યો અને જે એની પાછળ ઘેલો બન્યો તે અ'લ્લાહને વિસારી બેઠો હે લોકો! ચોક્કસ રહેજો કે ભૌતિકતા તમને ફરેબ ન આપે જાણજો કે જે માણસ એનો લોભ કરે છે તેના મનોરથ એ સફળ થવા દેતી નથી અને જે એની ઉપર આશાઓ બાંધી રાખે છે તેની આશાઓ એ ફળીભુત થવા દેતી નથી અને હવે હુ જોઈ રહ્યો છુ કે તમે જે કામ માટે તૈયાર થયા છો એ અલ્લાહની નારાજીનુ કારણ છે અને પરિણામે તે પોતાની રેહમતનો રૂખ તમારાથી ફેરવી લેશે અને તમને સખત શિક્ષા કરશે. જુઓ અમારો પરવરદિગાર કેવો ભલો માલિક છે અને તમે તેના કેવા ખરાબ બંદા છો કે તેની ઉપર ઈમાન લાવ્યા અને તેના પૈગમ્બરની સચ્ચાઈની શાખી આપી અને હવે પૈગમ્બરના અહલેબયત ઉપર ચડાઈ લઈ આવ્યા છો અને તેમને કત્લ કરવા નથી રહ્યા! ખરેખર, શયતાન તમારી ઉપર વિજયી નિવડ્યો છે અને તમે અલ્લાહને વિસરી બેઠા છો તમે સૌ હલાક થઈ જશો આ તમે શો ઈરાદો કર્યો છે? ખરેખર, અમે અ'લ્લાહનેજ માટે છીએ અને તેનીજ તરફ જઈ રહ્યા છીએ હા, તમે એજ લોકો છો કે ઈમાન લાવ્યા પછી ફરી ગયા અને જુલ્મ આદરનારાઓ અ'લ્લાહની—

રહેમનથી દુરજ રહેવાના છે."

ઇમામના આ શબ્દો સાંભળી ઉમરે સા'દ ચમકયો. તેણે જોયું કે ફોજ ઉપર એની અસર થશે તો મામલો પલટાઈ જશે અને એથી મોટા અવાજે પોકારતો બોલ્યો, "હુસયનને જવાબ આપવાના તમે પ્રયત્ન કરો નહીં. તમે જાણો છો કે એ અલી ઇબ્ને અબીતાલિબનો પુત્ર છે. આજની શું વાત છે પણ જો તમે કાલ સુધી એની સાથે વાતો કરતા રહેશો તોયે એની જીભ તમારા જવાબોથી બંધ થવાની નથી."

શિમ્ર કૈંક હિમ્મત કરી મામલો તરત આટોપી લેવાના ઇરાદાથી આગળ વધ્યો અને ઇમામને સંબોધીને બોલ્યો, "તમે શું કહેવા માંગો છો એ મને જણાવો."

ઇમામે ફરમાવ્યું "હું તો એટલુજ કહું છું કે તમારા પરવરદિગારથી બ્હીઓ અને મને કત્લ કરો નહીં. કારણ કે મારી કત્લ તમને હલાલ નથી. હું તમારા નબીનો નવાસો છું અને તમે સાંભળ્યુ હશે કે પૈગમ્બરે ફરમાવ્યું છે કે હસન અને હુસયન જન્નતના જવાનોના સરદાર છે." આ શબ્દો સાંભળી શિમ્ર તો એકદમ ટાઢો પડી ગયો અને માથું નમાવી પાછો ફર્યો.

પરંતુ ઉમરેસા'દે પોતાના સિપાહોને મોટેથી સંબોધીને કહ્યું, "હુસયનને વાત કરવાની ફુરસત આપો નહીં ઘેરી લ્યો."

આગ્ના થતાજ કુફીઓ અને શામીઓએ પોતપોતાના ઘોડા ઇમામ તરફ દોડાવી મુકયા. શત્રુઓને ઝડપથી આગળ વધતા જોઇ ઇમામ તેઓની સામે પોતાનો ઘોડો દોડાવી ગયા અને કોલાવેશમાં તેઓને અટકાવતા કહ્યું, "તમને શું થઇ ગયું છે કે મારી વાત સુધાં નથી સાંભળતા? હું તો તમને સત્યપંથે બોલાવી રહ્યો છું. જે માણસ મારૂં કહ્યું માનશે તે નેકનામ થશે અને જે મારી વિરૂદ્ધતાં કરી અલ્લાહનો ગુનેહગાર થશે તે પોતાના હાથેજ પોતાના વિનાશનું કારણ બનશે. મારી વાતો

નહીં સાંભળીને તમે મોટા ગુનેહગાર થશો. ખરેખર, તમારા પેટ હરામથી (લાંચ રૂશ્વત વગેરેથી) ભર્યા છે અને તમારા હૃદય ઉપર અંધકાર છવાયો છે. તમને શું થઈ ગયું છે? તમારી વાત ક્યાં ગઈ? શું તમે મારી વાત નથી સાંભળતા?"

ઇમામના આ શબ્દો પછી શત્રુઓ પોતે આપસ આપસમાં એક બીજાને ઈમામની વાતો સાંભળવા તૈયાર કરવા લાગ્યા. જ્યારે સૌ શાંતિથી ઈમામના શબ્દો સાંભળવા આતુર થઇ રહ્યા ત્યારે ઇમામે નીચેના શબ્દો કહ્યા

"હે હદ ઓળંગી જનારાઓ! તમારા ભાગ્યમાં હલાકત અને ઝિલ્લત છે. તમે પોતેજ લાચાર થઇને અમારી પાસે ફરયાદ કરી અને જ્યારે અમે તમારી ફરયાદ સાંભળવા અને તમને સહાય કરવા તૈયાર થયા ત્યારે હવે તમે અમારી ઉપર તલ્વારો ખેંચી છે? તમોએ ફસાદનો અગ્નિ ભડકાવ્યો જે અમારા ને તમારા દુશ્મનોએ મજાવી રાખ્યો હતો અને આજે તમે તમારા દુશ્મનોના ભડકાવવાથી પોતાના મિત્રોની વિરૂદ્ધતા કરવા તૈયાર થઇ ગયા. એ છતાં કે હજી તેઓનો ન્યાય તમારાં ઉપર જાહેર થયો નથી અને તેઓએ તમને કૈં આશા પણ આપી નથી અને તે પણ વળી એટલાજ ખાતર કે તમને હરામની થોડીક દૌલત મળી ગઈ અને તમે તમારા માટે આવું અપમાન ભર્યું જીવન પસંદ કર્યું! અને અમે તમારી સાથે કૈં બુરાઇ કરી નથી, તમારા હકો પચાવી પાડયા નથી. વિચારો કે આવી સ્થિતિમાં તમે અલ્લાહના સખતમાં સખત અઝાબના શાને હકદાર થાઓ છો? તમે અમારી તરફ તિરસ્કાર દેખાડયો, અમારો સાથ છેડી બેઠા તમે અમારા મુકાબલા માટે લશ્કર એકઠું કરી લીધું એ છતાં કે અમારી તલ્વારો હજી મિયાનની અંદર છે અને અમારા હૃદયને હજી સુધી તમારા તરફથી કૈં ભય નથી અને અમારા વિચારોમાં તમારા માટે કઇ બુરાઇ નથી. પરંતુ તમે તમારી વિરૂદ્ધતાને આગળ ધપાવી રહ્યા છો અને એમાં ખુબ ઉતાવળ કરી રહ્યા છો અને

બેગા થઇ તમારા ઠરાવોના અનુસરણમાં ફસાદના અગ્નિને જોરથી ભડકાવી રહ્યો છો અને ગાંડાઓની જેમ પોતાને એની અંદર ઉલટાસુલટા હોમી રહ્યા છો અને પતંગીઆ જેમ બળી રહ્યા છો અને એ બધું શું બતાવે છે? એજ કે તમે અલ્લાહને વિસરી બેઠા છો, કુરઆનનો અસ્વીકાર કર્યો છે અને શયતાનની ગુલામી કબુલ રાખી છે. ખરેખર, તમે સખત ગુનેહગાર છો. તમેજ છો અલ્લાહની આજ્ઞાઓ બદલી નાખનારા અને તમેજ પૈગમ્બરની શરીઅત નાબુદ કરનારા છો, તમે પૈગમ્બરોના કાતિલ અને એમના નાયબોના ખુની છો. ઇસ્લામના માનનારાઓને તમે ઇજા પહોંચાડો છો અને અલ્લાહ અને પૈગમ્બરના ફરમાનોની હાંસી કરનાર સરદારોના સહાયક છો. જેઓએ કુરઆનના કટકેકટકા કરી નાખ્યા અને તમે શુરવીર અને મર્દ હોવા છતાં એવા લોકો ઉપર વિશ્વાસ રાખો છો! હા, હા, વલ્લાહ! બેવફાઇ કરવા અને વચનો નહીં પાળવા તમે ટેવાયેલા છો અને વારસામાં પણ તમે એજ ટેવો પ્રાપ્ત કરી છે. આગાહ થાઓ કે જે લોકો બેવફાઇ કરે છે વચનો પાળતા નથી અને બેઇમાની કરવા તૈયાર થાય છે એ લોકો અલ્લાહની રહમતથી દુર રહે છે. તમે અલ્લાહને શાક્ષી રાખીને મારી સાથે પ્રતિજ્ઞાઓ કરી હતી અને એનો ભંગ કરનાર તમેજ છો. આગાહ થાઓ કે એ પાપી એવું ધારે છે કે હું તેની સામ્રી અને અત્યાચારોથી અપમાનના વસ્ત્રો પહેરી લઇશ અથવા યુદ્ધ કરીશ નહીં. પરંતુ હું કદી પણ એ અપમાન સહન કરીશ નહીં અલ્લાહે અને તેના પૈગમ્બરે એવું અપમાન સહન કરવાની મનાઇ કરી છે અમે એ અપમાન કરતાં અમારી શહાદતને વધુ પસંદ કરીએ છીએ, હવે જાણો કે મેં તમને ખરી હકીકત જણાવી દીધી છે અને દરેક હુજ્જત પુરી કરી છે અને હવે મારા સાથીઓ સાથે તમારાથી લડીશ, ભલેને એ થોડા છે અને ઘણાઓ અમારો સાથ છોડી ગયા છે." એ પછી ઇમામે એક શે'ર પડયો અને ફરમાવ્યું, "વલ્લાહ અમારી પાંછળ તમે આ દુન્યામાં વધુ જીવશો

નહીં, મૃત્યુ તમારી ઉપર કબજો રહેશે અને તમને પામાલ અને નાબુદ કરી નાખશે મારા પિતાશ્રીએ મારા નાનાની જબાની આ દિવસની અને આ બનાવની મને ખબર પહોંચાડી છે, માટે તમે તમારૂં કામ શરૂ કરો તમારા સાથીઓને તમારા સહાયક બનાવી લ્યો અને જે કંઈ જાહેર થનાર છે એ જાહેર થઇ જશે. હવે તમે અમારી ઉપર ચડાઈ લઈ આવો અને અમને મોહલત ન આપો કારણ કે અમે અમારા બધા કામો સર્વ શક્તિમાન અલ્લાહને સોંપી દીધા છે તેની શક્તિની બહાર કંઈ નથી અને ખરેખર! મારો પરવરદિગાર સત્ય માર્ગના પંથીનો સાથી છે,"

એ પછી ઇમામે ઉમરે સાદને પોતાની પાસે બોલાવ્યો, આ વખતે તેને ઇમામની સેવામાં હાજર થવું ઘણું ભારે લાગ્યું પરંતુ અનીચ્છાએ તેને આવવું પડયુ. જ્યારે તે પાસે આવ્યો ત્યારે ઇમામે ફરમાવ્યું, "તું મને કત્લ કરવા તૈયાર થયો છે અને તું ધારે છે કે આ પાપી ઇબ્નેઝિયાદ તને રયની હુકુમત આપશે? હું એ અલ્લાહના સોગન પૂર્વક કહું છું જેણે મને જન્મ આપ્યો છે કે રયની હુકુમત તને કદી નહીં મળે. હવે તું તારા મનોરથ ઉપર આશાઓ બાંધી રાખ અને તારા મનમાં આવે તે કર, પરંતુ એટલું ખાત્રીથી જાણજે કે આ સંસારમાં કે પરલોકમાં તને ક્યાંએ સુખ નસીબ નહીં થાય, હું જોઇ રહ્યો છું કે કુફાની અંદર તારૂં માથું ભાલાની અણી ઉપર બુલંદ છે અને બાળકો એની તરફ પત્થરો ફેંકી રહ્યા છે." આ શબ્દો સાંભળી ઉમેરસાદ પોતાનાં મન ઉપરનો કાબુ ખોઇ બેઠો અને પોતાના સિપાહો તરફ પાછો ફરતો પોકારી ઉઠયો. "એક પણ પળ થોભો નહીં અને હુસયન અને એના સાથીઓને તમારી તલ્વારો નીચે દબાવી લ્યો. તેઓ તમારી આગળ એક લુકમા જેટલા પણ નથી."

**હુરનો પશ્ચાતાપ.**

ઇતિહાસકારો લખે છે કે ઇમામના પહેલા અને બીજા ખુત્બા

પછી હુર ઇબ્ને યઝીદે રિયાહીની આંખો ઉઘડી ગઇ. તરતજ તેઓ ઉમરેસા'દ પાસે આવ્યા અને પુછવા લાગ્યા, "હે ઉમર! શું તું આ માણસને કત્લ કરી નાંખશે?" ઉમરે કહ્યું, "હાજ વળી. હું એવી સખ્ત લડાઇ કરીશ કે એ લોકોના માથા ને હાથ કપાઇને જમીન ઉપર પડશે." હુરે પુછયું, "આ મામલામાં સમાધાનીથી તું કેમ કામ નથી લેતો?" તેણે કહ્યું, "જો મારૂં ચાલતું હોત તો હું એમજ કરત. પરંતુ તારા અમીરની આજ્ઞા આગળ હું લાચાર છું."

એ પછી હુર પોતાના પુત્ર પાસે આવ્યા અને બોલ્યા, "બેટા! સાંભળે છે? હુસયન ફરયાદ કરી રહ્યા છે અને કોઇ એમની ફરયાદ સાંભળતું નથી. તારો શો મત છે? આ લોકો ઉપર પોતાનો પ્રાણ કુરબાન કરવાનો કે અલ્લાહની નારાજી વ્હોરી જહન્નમી થવાનો?" પુત્રે કહ્યું, "પિતાશ્રી! હું તો આપની મરજીને આધિન છું."

જ્યારે ઉમરેસા'દે પોતાના લશ્કરને ઇમામ ઉપર હુમલો લઇ જવાની આજ્ઞા કરી ત્યારે હુર પોતાના લશ્કરથી જુદા પડી ગયા. શઅશઆ અને યઝીદ ઇબ્નેઝિયાદ એ બે જણા એમની સાથે હતા. કુરહ ઇબ્ને કૈસ કહે છે કે હું સમજ્યો કે હુર પોતાના ઘોડાને પાણી પીવરાવવા જઇ રહ્યા છે એથી મેં પુછયું, "શું તમે હજી સુધી ઘોડાને પાણી નથી પાયું?" હુરે ઉત્તર વાળ્યો, "હજી સુધી તો નથી પાયું. મનમાં આવશે ત્યારે પાઇશ."

મોહાજિર ઇબ્ને ઔસ કહે છે કે એ વખતે મેં હુરને વિચિત્ર સ્થિતિમાં જોયા. તેમનું આખું શરીર ધરૂજી રહ્યુ હતું. હું સમજ્યો કે કદાચ લડાઇનું મયદાન જોઇને બ્હી ગયા છે એથી મેં પુછયું, "તમારા જેવા શુરવીરની આજે આ હું વિચિત્ર સ્થિતિ જોઇ રહ્યો છું. ઘણી વખતે યુધ્ધના મયદાનમાં હું તમારી સાથે રહ્યો છું પરંતુ આવી રીતે બ્હીતા તો તમને કયારેય નથી જોયા." હુર આગળ ગયા હતા. તેમણે ત્યાંથીજ મને ઉત્તર વાળ્યો, "જન્નત કે જહન્નમ કઇ બાજુ જવું એના વિચારમાં

છુ." મુહાજિર કહે છે કે "આ શબ્દો સાંભળી મને ખાત્રી થઈ ગઈ કે હુર ઈમામની મદદ કરવા જઈ રહ્યા છે. હજી આ વાત મેં કોઈને કરીએ ન્હોતી એટલામાં તો હુર પોતાનો ઘોડો દોડાવી ઈમામની સેવામાં જઈ પહોંચ્યા, હું બરાબર અફસોસ કરતો રહ્યો કે કાશ હુરે મને પ્રથમથીજ પોતનો ઈરાદો જણાવ્યો હોત તો હું એમની સાથે ઈમામની મદદ કરવા જાત."

હુરે ઈમામની સેવામાં હાજર થયા એમની આંખોમાંથી અશ્રુઓનો વહી રહી હતી. ઈમામના ચરણોમા માથુ નમાવીને પ્રાર્થના કરવા લાગ્યા, "હે અલ્લાહ! હુ ખરા અંતઃકરણ પુર્વક તૌબા (પશ્ચાતાપ) કરૂં છું અને તારી તરફ રજુ થાઉં છુ માટે મને ક્ષમા કર, ખરેખર! મેં તારા પૈગમ્બરના પ્રિય અહલેબયતને ભયમાં નાખી મુક્યા છે." ઈમામે એહદ નરમાશથી પુછ્યુ, "તુ કોણ છે? તારૂ માથુ ઉચુ કર." હુરે કહ્યુ, હુ છું હુર. આપના માર્ગમા અંતરાયરૂપ થનાર અને આપને કરબલા સિવાય બીજે ક્યાંય જવા ન દેનાર. વલ્લાહ! જો મને ખબર હોત કે આ લોકો આપની સાથે આવી વર્તણુક કરવાના છે તો હુ કદી પણ એમ ન કરત. હવે જે કે મારાથી થયુ છે એ માટે એહદ પસ્તાયો છુ અને મારા બધા ગુનાહોની ક્ષમા યાચવા આપની સેવામાં હાજર થયો છુ. શુ મારી આ માફી સ્વીકારશે.

ઈમામે ફરમાવ્યુ, "અલ્લાહ તારા રૂદન ને પશ્ચાતાપને કબુલ ફરમાવે અને તને ક્ષમા કરશે"

એ પછી હુર મયદાનમા આવ્યા અને કુફીઓને સંબોધીને બોલ્યા 'હે કુફીઓ! તમારી માતાઓ તમારા દુઃખોમા રડે. પૈગમ્બરના નવાસાને તમે આમંત્રણ આપ્યું અને જ્યારે તેઓ તમારૂ આમંત્રણ સ્વીકારી તમારી મદદ માટે આવ્યા ત્યારે તમે તેમનો સાથ છોડી બેઠા અને તેમના શત્રુઓ સાથે મળી ગયા. એ છતાં કે તમે એમની મદદમાં તમારા પ્રાણ

કુરબાન કરવાનું વચન આપી ચુકયા હતા આજે તમે એમને એવી રીતે ઘેરી લીધા છે કે એઓ બીજે કયાંય જઇ પણ શકતા નથી. આટલાજ ઉપર તમે સતોષ કર્યો નહી બલ્કે ફુરાતનું પાણી પણ એમની ઉપર હરામ કરી આપ્યું. ખરેખર! તમે તમારા પૈગમ્બરના વંશજો માટે કેવા ખરાબ લોકો પુરવાર થયા છો! અલ્લાહ તમને તરસના દહાડે સયરાબ નહી કરે"

હુરના આ ઉપદેશનો જવાબ તીરોની વૃષ્ટિથી મળ્યો. ઉમરેસા'દે પોતાના ગુલામને અલમ સાથે પોતાની પાસે બોલાવ્યો ત્યારે ઉમર પોતાની કમાનમાં તીર જોડીને હુસયન તરફ ફેંકતો બોલ્યો, "સાક્ષી રહેજો કે મેંજ સૌથી પહેલા હુસયન તરફ તીર ફેંકયો છે." ઉમરના આ શબ્દોને ઇતિહાસો યુદ્ધની જાહેરાત કહે છે. એ પછી એકી સાથે ૧૦,૦૦૦ તીરો ઉમરના લશ્કરે ફેંકયા અને આવી રીતે યુદ્ધની શરૂઆત થઇ. ઇતિહાસકારો લખે છે કે એ તીરોની વૃષ્ટિથી હુસયનના સાથીઓને ઘણું ખમવું પડયું, કારણ કે તેઓના ઘણા ખરાના થોડા તીરોની વૃષ્ટિથી મૃત્યુ પામ્યા અને તેઓમાંના કેટલાક ઝખ્મી પણ થયા.

**અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરની શહાદત.**

તીરોની વૃષ્ટિ પછી શત્રુઓમાંથી યસાર નામનો પહેલવાન મયદાને બહાર પડયો, ઇમામના લશ્કરમાંથી અબ્દુલ્લાહ તેના મુકાબલામાં આવ્યા. યસારે કહ્યું, "તમારામાંથી હબીબ ઇબ્ને મઝાહિર કે ઝુહૈરે કૈનને મોકલો કારણ કે એ લોકો મારા બરોબરીઆ છે." અબ્દુલ્લાહે કહ્યું, "ઓ પાપી! તારી એવી હિમ્મત થઇ કે તું ગમે એને પોતાના મુકાબલા માટે બોલાવે?" એટલું કહીને તેની તરફ ઘોડો દોડાવી ગયા. યુધ્ધ જામ્યું અને થોડા વખતમાં યસાર પોતાનાં લોહીમાં આળોટવા લાગ્યો. ઓબયદુલ્લાહ ઇબ્નેઝિયાદના ગુલામ સલિમે વસ્તુ સ્થિતિ જોઇ ત્યારે પાછળથી અબ્દુલ્લાહને કત્લ કરવા દોડી આવ્યો. ચેતવણી પામીને અબ્દુલ્લાહે

એકજ વારમાં તેનું માથું ઉડાડી મુક્યું. એ પછી પોતાની દિલેરીના જોશમાં કાવ્ય પડવા લાગ્યા. ફરી લડાઈ થઇ અને અબ્દુલ્લાહ શહીદ થયા.

અબ્દુલ્લાહની શહાદત પછી ઉમર ઇબ્ને હજ્જાજ પોતાના સિપાહો સાથે જમણી તરફથી ઇમામનાં લશ્કર ઉપર તુટી પડ્યો, વફાદાર સાથીઓએ ભાલાઓથી પોતાનો બચાવ કર્યો અને તીરો છોડીને તેઓને નસાડયા.

**પિતા પુત્ર મયદાને.**

તરતજ હુર પોતાના પુત્ર સાથે બહાર આવ્યા અને પ્રથમ પોતાના પુત્રને શત્રુઓ સામે મોકલ્યો. તે બહાદુરે શત્રુઓ ઉપર હુમલો કર્યો અને ૨૪ અધર્મીઓનો વિનાશ કરીને શહાદતનું જામ પીધું. પુત્ર પછી પિતાએ તલવાર સંભાળી અને શત્રુઓ પાસેથી પોતાનો હરીફ માંગી રહ્યા હતા તેવામાં એમનો ભાઇ શત્રુઓના સૈન્યથી જુદો પડ્યો અને ઇમામની સહાય માટે દોડી આવ્યો. હુર પોતાના ભાઇ મસ્અબ ઇબ્ને યઝીદ રિયાહીને ઇમામની સેવામાં પહોંચાડીને મેદાને પાછા ફર્યા અને શત્રુઓ ઉપર ઉપરા ઉપરી ચાર હુમલાઓ કર્યા અને દરેક હુમ્લો કર્યા પહેલા પોતાની દિલેરીના જોશમાં રજઝ પડતા રહ્યા. સફ્વાન ઇબ્ને હન્તલા નામનો નામી પહેલવાન મુકાબલામાં આવ્યો અને તરતમાંજ ભાલાનો ભોગ થઇ જમીન ઉપર પછડાયો હુરે શત્રુઓ ઉપર હુમ્લો શરૂ કીધો અને ૮૨ માણસોને પરલોક પહોંચાડયા. આ સ્થિતિ જોઇને ઉમરેસા'દના હોશહવાસ ઉડી ગયા અને તેણે પોતાના સિપાહોને તીરો વરસાવવાની આજ્ઞા કરી. આજ્ઞા પળાઈ અને હુર સાત ઝખ્મી થઇ જમીન ઉપર પડ્યા. ઇમામે તરતજ એમને લઇ આવવા પોતાના સાથીઓને મોકલ્યા. હજી હુરના શરીરમાં પ્રાણ હતો. ઇમામે પોતાના રૂમાલથી એમના ચહેરા ઉપરથી માટી ને લોહી સાફ કર્યા અને બોલ્યા, "ખરેખર ! તારી માતાએ તારૂં નામ રાખવામાં ભુલ કરી નથી તું આ સંસાર ને આવનારા આલમ બન્નેમાં હુર (સ્વતંત્ર)જ રહ્યો."

પછી એમના માટે પ્રાર્થના કરી.

હુર પછી એમના ભાઈ મુસઅબ મયદાનમાં આવ્યા અને શત્રુઓમાંથી ઘણાઓને કત્લ કરીને શહાદતનું જામ પીધું.

ઉર્વા નામનો હુરનો એક ગુલામ અત્યાર સુધી ઉમરના લશ્કરમાં હતો. તેણે જ્યારે પોતાના માલિક, તેના પુત્ર અને ભાઈને મરતા દીઠા ત્યારે મિયાનમાથી તલ્વાર ખેંચી લીધી અને ઉમરના સિપાહીઓને કાપતો બહાર નીકળી આવ્યો અને ઇમામની સેવામાં હાજર થઈને માફી માગી અને અરજ કરી, 'આપની આજ્ઞા વગર મેં શત્રુઓ ઉપર હુમ્લો કર્યો એ માટે પણ મને ક્ષમા કરજો અને હવે મને રજા આપો કે હું આપના શત્રુઓ સાથે લડું." આજ્ઞા પામી ને મયદાને આવ્યો. સખત ખુરેઝી પછી શહીદ થયો.

## ઝુહૈર (રહે૦) ની શહાદત

રણસંગ્રામ ગરમ થઇ રહ્યુ હતું. ઉમરના સિપાહો પોતાના પ્રયત્નમાં હતા અને આલી હુસયનના વફાદારો મરવામાં પહેલ કરી રહ્યા હતા. સૌ ઇમામની સેવામાંથી જલ્દી આજ્ઞા મેળવવા આતુર થઇ રહ્યા હતા, હુરના ગુલામ પછી ઝુહૈર આજ્ઞા મેળવવા હાજર થયા. ઇમામે આજ્ઞા આપી અને ફરમાવ્યું, હું એ તરતમાંજ તમારી પાછળ આવું છું" અને પછી પવિત્ર કુરઆનની આ આયત તિલાવત ફરમાવી, "અને તેઓમાંના કેટલાક એવા છે જેઓ ગુજરી ગયા અને કેટલાક મૃત્યુની વાટમાં છે."

ઝુહૈર મયદાને આવ્યા અને રજઝ પછી શત્રુઓ ઉપર તુટી પડયા ૩૦ પહેલવાનો એમની તલ્વારનો ભોગ થઈ પડયા. આ રંગ જોઈ યઝીદ કમ્લે મોઆફિકલ બહાર આવ્યો અને બોલ્યો, "હું તને ગુમ્રાહોના ટોળામાં ગણું છું." ઝુહૈરે કહ્યું, "જો તું ખરો હોય તો આવ, તું ને હું બન્નો ખુદા પાસે દોઆ ગુજારીએ કે જે અસત્ય પર હોય તે, સત્ય-

ઉપર હોય તેના હાથે માર્યો જાય." એ પછી બન્નેમાં લડાઇ શરૂ થઇ. થોડા વખત સુધી બન્ને એક બીજાના વાર રદ કરતા રહ્યા આખરે તક પામીને યઝીદે તલ્વારનો ઘા કર્યો પણ એ રદ ગયો અને બીજાજ હાથમાં બુરૈરે તેના માથા ઉપર જોરથી તલ્વારનો ઘા કર્યો, માથું ચીરાઇ ગયું અને તે પોતાના લોહીમાં આંળોટી પછડાઇ પડયો એ પછી બ્રહયા ઇબ્ને ઑસના હાથે બુરૈર શહીદ થયા.

## વહબ ઇબ્ને અબ્દુલ્લાહ (રહે૦)

વહબ નામના બે વફાદારો હુસયનના સાથીઓમાં હતા અને એ બન્ને શહીદ થયા. એક વહબ ઇબ્ને અબીવહબ, જે ખ્રિસ્તી હતા અને કરબલામાંજ ઇમામના હાથ ઉપર મુસલમાન થયા હતા. અને બીજા વહબ ઇબ્ને અબ્દુલ્લાહે કલબી. વહબના લગ્નને પંદરેક દહાડા થયા હતા. જ્યારે પોતાના સગાઓથી રૂખ્સત થવા આવ્યા ત્યારે એમની સ્ત્રીએ એમને અટકાવ્યા. માતાએ વસ્તુ સ્થિતિ જોઇને પુત્રને કહ્યું, "ખબરદાર ! સ્ત્રીની વાત ઉપર જતો નહીં. નહીં તો હું મારૂં દુધ તને બક્ષવાની નથી. વહબ ! હુસયનની સહાયમાં તું માર્યો ન જાય ત્યાં સુધી હું તારાથી ખુશ થવાની નથી."

વહબની સ્ત્રીએ શરમથી માથું નમાવી લીધું. તેની આંખો આસુથી ભરાઇ ગઇ. વહબે પુછ્યું. "શું છે ?"

વીર બાળાએ ઉત્તર વાળ્યો, "વહબ ! હું તમને હુસયનની સહાયમાં શહીદ થતા અટકાવની નથી, પરંતુ જવા પહેલા તમારી સાથે કૈં શરત કરવા માગુ છું."

વહબે પૂછ્યું "તારી શરતો શી છે ?"

સ્ત્રીએ કહ્યું, "મને ખાત્રી છે કે શહીદ થઇને તમે સ્વર્ગના હકદાર થશો માટે ઇમામની સેવામાં ચાલી મારી સાથે એવી પ્રતિજ્ઞા કરો કે તમે સ્વર્ગમાં મને ભુલી જશો નહીં."



આ વાતચીત પછી બન્ને ઇમામની સેવામાં હાજર થયા. વહબની સ્ત્રીએ ઇમામને અરજ કરી, 'યબ્નરસુલિલ્લાહ! મારે બે વાતનો ખુલાસો કરાવવો છે. એક તો એ કે વહબ શહીદ થવા જઇ રહ્યા છે અને એમની પાછળ મારો કોઈ વાલી નથી. માટે અત્યારથીજ આપ મને અહેલેબયતની સ્ત્રીઓના હવાલામાં સોંપી આપો. બીજું એ કે શહીદ થઈને વહબ જરૂર સ્વર્ગમાં જશે. માટે એમની પાસેથી એવો કરાર લેવામાં આવે કે સ્વર્ગમાં જઇને મને ભુલી ન જાય." ઇમામે ફરમાવ્યું, "હુ એ વાતો માટે વહબ તરફથી જામીન છું" આ કોલકરાર પછી વહબ મયદાને આવ્યા અને રજઝ પડી શત્રુઓથી લડતા રહ્યા. જ્યારે ૪૨ જણાઓને કત્લ કરી લીધા ત્યારે એક કુફીએ લાગ ફાવીને એમનો જમણો હાથ કાપી નાખ્યો વહબે ડાબા હાથમાં તલ્વાર લઇ લીધી અને યુદ્ધ ચાલુજ રાખ્યું. તરતજ ડાબો હાથ પણ તલ્વારના એક ઘાથી નીચે આવી પડયો. આ સ્થીતી જોઇ વહબની સ્ત્રી તંબુમાંથી જાડી ડાંગ લઇ મયદાનમાં દોડી આવી. હુસયનના સાથીઓએ તેને અટકાવી પણ તે અટકે તેવી ન્હોતી. ઇમામે બુલંદ અવાજે ફરમાવ્યું, "હે મોમિના, સ્ત્રીઓ તરફ પાછી ફર. કારણ કે તમારા ઉપર કિતાલ વાજિબ નથી" તેણે ઉત્તર વાળ્યો, "યબ્નરસુલિલ્લાહ! મને અટકાવો નહીં કારણ કે બનીઉમય્યાના હાથમા કેદ થવા કરતા હું મત્યુને વધુ પસંદ કરૂં છું" ઇમામના સાથીઓએ તેને ખુબ સમજાવી. આખરે લાચાર થઇને તે ઉભી રહી ગઇ અને જ્યારે વહબ શહીદ થઇને જમીન ઉપર પડયા ત્યારે તે એમની લાશ પાસે દોડી ગઇ અને એમનું માથું પોતાના ખોળામાં રાખી પોતાના કપડાથી સાફ કરવા લાગી. તેજ વખતે શિમ્રના ગુલામે તેનું કામ તમામ કર્યું. (રહમતુલ્લાહે અલયહા.)

ઇતિહાસકારો આ વાત ઉપર સંમત છે કે હુસયનના વફાદારોમાં શહીદ થનાર આ પહેલીજ સ્ત્રી હતી.

શત્રુઓએ વહબનું માથું કાપી લીધુ અને ઇમામના લશ્કર તરફ

ફેંક્યું વહબની મા દોડી આવી અને પુત્રનું માથું ખોળામાં લઇ કહેવા લાગી. "એ અલ્લાહનો શુક્ર છે જેણે તારી શહાદતથી ઇમામની સેવામાં મારી લાજ રાખી લીધી." અને પછી કુફીઓને સંબોધીને બોલી, 'હે પાપીઓ! હું શાક્ષી આપું છું કે ખ્રીસ્તીઓ પોતાના કલીસાઓમાં અને પારસીઓ પોતાના પ્રાર્થનાલયમાં તમારા કરતા સારા છે." એટલું કહીને તેણે એક જાડી ડાંગ સાથે શત્રુઓ ઉપર હુમલો કર્યો અને બે જણાને પરલોક પહોંચાડયા ઇમામે પોતાના સાથીઓને મોકલીને તેને બોલાવી લીધી અને ફરમાવ્યું 'હે અલ્લાહની કનીઝ! બેસી જા. સ્ત્રીઓ માટે કિતાલ નથી. હું ખાત્રીથી કહું છુ કે તું ને તારો પુત્ર સ્વર્ગમાં મારા નાના હ૦ મોહમ્મદ સ૦ પાસે હશો."

વહબ પછી ઉમર ઇબ્ને ખાલિદ અઝદી મયદાનમાં આવ્યા અને કેકને મૃત્યુનું જામ પાઈ પોતે શહીદ થયા એ પછી એકેક કરીને ઇમામના સાથીઓ મયદાને બહાર આવતા ગયા અને પોતાની દિલેરીના જવહરો દેખાડીને શહાદતનું જામ પીતા ગયા. ઉમર ઇબ્ને ખાલિદ પછી એમના પુત્ર ખાલિદ ઇબ્ને ઉમર, અને પછી સા'દ ઇબ્ને હન્તલાં તમીમી અને ઉમર ઇબ્ને અબ્દુલ્લાહે મઝહજી એક પછી એક શહીદ થયા.

## હ૦ મુસ્લિમ ઇબ્ને ઔસજા (રહિ૦)

ત્યાર પછી મુસ્લિમ ઇબ્ને ઔસજા મયદાનમાં આવ્યા અને રજઝ પછી પોતાનો હરીફ માંગવા લાગ્યા. એક પહેલવાન મુકાબલામાં આવ્યો અને થોડા વખતમાં મૃત્યુનું જામ પીનો ગયો બીજો આવ્યો તે પણ પોતાનાં લોહીમાં આળોટવા લાગ્યો આમ એકેક કરીને મુસ્લિમે ૫૧ શત્રુઓને પરલોક પહોંચાડયા ત્યારે બાયલા શત્રુઓએ દુરથી તીરો વરસાવીને મુસ્લિમને સાવ જખ્મી કરી નાખ્યા. આખરે જખ્મી સિંહની જેમ મુસ્લિમ જમીન ઉપર પછાડાઈ પડયા. હુસયન હબીબ ઇબ્ને મઝાહિર સાથે એમની પાસે આવ્યા અને ફરમાવ્યું, યહરમકલ્લાહું યા મુસ્લિમ!" પછી આકાશ તરફ

જોઈને કહ્યું, "ફ. મિનહુમ મન કઝા નહબહુ વ મિનહુમ મંય યન્તઝિરૂ વમા બદ્દલુ તબ્દીલા."

હબીબે કહ્યું, "હે ભાઈ મુસ્લિમ! તમને આવી સ્થિતિમાં જોઈ મારા હૃદય ઉપર જે ગુજરે છે એ શું કહું! પરંતુ એટલું કહું છું કે તમે તરતમાંજ સ્વર્ગમાં પહોંચો છો." મુસ્લિમે ધીમેથી કહ્યું, "તમને પણ એ બશારત મુબારક થાઓ." હબીબે કહ્યું, "હુંયે તરતમાં તમારી પાછળ આવનાર છું નહી તો મેં વસીયત માટે તમને પૂછ્યું હોત." મુસ્લિમે ઈમામ તરફ ઈશારો કરીને કહ્યું "હે હબીબ! એમના માટે તમને વસીયત કરૂં છું" એટલું કહ્યા પછી મુસ્લિમના હાથપગ ઠંડા પડી ગયા.

મુસ્લિમને દમ તોડતા જોઈ એમની એક કનીઝ રડી ઉઠી. બેશરમ કુરીઓ હસવા લાગ્યા. શત્રુઓમાંથી ખાસ કરીને રૂબ્બ અને કુફાના બીજા રઈસોને મુસ્લિમની શહાદતથી ઘણું લાગી આવ્યું હતું. આ લોકોએ હસનારા કુરીઓને કહ્યું, "તમારી માતાઓ તમારા દુઃખમાં રડે! તમે તમારી કૌમ ને કબીલાના વડીલોને કત્લ કરો છો અને એટલા બેશરમ બની ગયા છો કે પાછા તેમની ઉપર હસો છો!" (મકતલે અબુમિખ્નફ)

મુસ્લિમ પછી એમના પુત્ર મેદાને આવ્યા. ઈમામે ફરમાવ્યું "તારા પિતા હમણાંજ શહીદ થયા છે. તારી ઘરડી માતાની કોણ સંભાળ લેશે? માટે તું પાછો જા. નહીં તો તારી માતાને દુઃખ થશે." મુસ્લિમના પુત્રે તંબુ તરફ ઈશારો કરતા કહ્યું, "યબ્નરસુલિલ્લાહ! મારી માતાએજ મને આપની સહાયમાં શહીદ થવા મોકલ્યો છે." એ પછી એ નવજવાન મયદાનમાં આવ્યો અને ૩૦ બાયલાઓને તેઓના યોગ્ય સ્થાને પહોંચાડી શહીદ થયો.

**હિલાલ ઈબ્ને નાફેઅની શહાદત.**

એ પછી હિલાલ મેદાનમાં આવ્યા. હિલાલ ઘણાજ દેખાવડા હતા પરંતુ એમનુ આધ્યાત્મિક સૌંદર્ય એમના શારીરિક સૌંદર્ય કરતાં ચઢે

એવું હતું કેસ મુકાબલા માટે આવ્યો અને માર્યો ગયો એ પછી કેટલાક સિપાહો એમની ઉપર એકી સાથે તુટી પડયા. હિલાલે ૧૨ જણાઓને મૃત્યુનું જામ પાયુ અને શહીદ થયા.

**હુમ્લો.**

તરતજ એમનો પુત્ર નાફેઅ મયદાને આવ્યો અને રજઝ પડવા લાગ્યો. સૌથી પહેલા મઝાહિમ ઇબ્ને હરીસ એના મુકાબલામાં આવ્યો અને મૃત્યુનું જામ પીતો ગયો.

આમ હુસયનનો દરેક વફાદાર શત્રુઓના સંખ્યાબંધ માણસોને કત્લ કરી જતો હતો એ અમ્ર ઇબ્ને હજ્જાજથી સહન ન થયું. તે તરતજ બહાર આવ્યો અને પોતાના સિપાહોને લલકારીને કહેવા લાગ્યો. "તમે લોકો સાવ મુર્ખ છો. આ લોકો પોતાનું માથું હથેલીમાં રાખીને લડવા આવે છે. તમે આ રીતે એ લોકો સાથે ફાવવાના નથી. તમારો વિજય એમાંજ છે કે તમે સૌ એકી સાથે હુસયનના લશ્કર ઉપર તુટી પડો."

હજી નાફેઅ મેદાનમાં પોતાના હરીફની રાહમાં હતાં એટલામાં અમ્ર ઇબ્ને હજ્જાજની સલાહ પ્રમાણે ઉમરેસાદે પોતાના સીપાહોને હુસયનના લશ્કર ઉપર એકદમ ધસી જવાની આજ્ઞા કરી. અમ્રે જમણી તરફથી, શિમ્રે સામેથી અને ઉમર સાદે ડાબી તરફથી પોતાના સિપાહો સાથે હુમલો કર્યો. આમ હુસયનના બાકી રહેલા ૫૦ થી ૬૦ સાથીઓ ઉપર હજારો સિપાહો તુટી પડયા ખુબ ખુરેજી થઇ. ઉમરસાદ પોતાના સાથીઓ સાથે ઇમામના તંબુઓ પાસે પહોંચી ગયો પરંતુ ખંદકના અગ્નિના લીધે પોતાના મનોરથ સફળ કરી શકયો નહીં. લોહીની નદીઓ વહેવા લાગી. મોટા મોટા શુરવીરોના હૃદય ધ્રુજી ગયા પરંતુ હુસયનના વફાદારો વીજળી સમાન શત્રુઓની હારોમાં ધસી જતા હતા અને સેંકડોને મારીને સલામત નીકળી આવતા હતા. આખરે સખત શ્રમ ને મહેનત પછી એ વફાદારોએ બાયલા શત્રુઓને પાછળ હટવાની ફરજ પાડી.

અલ્લામા તબરી લખે છે કે "જ્યારે ઉમરે સાદ પોતાના હુમ્લામાં નિષ્ફળ નિવડયો ત્યારે તેણે ઉરવા ઇબ્ને કૈસને પોતાના સિપાહી સાથે હુસયનના લશ્કર ઉપર જમણી બાજુથી તુટી પડવાની આજ્ઞા કરી પરંતુ હુસયનની સૈન્યના જમણી તરફના ૩૨ વીરાત્માઓએ એ સૌને વિખેરી નાખ્યા. એ પછી ઉરવાએ ફરી વાર હુમ્લો લઇ જવાની હિમ્મત કરી નહીં. ત્યારે ઉમરે શીસ ઇબ્ને રૂબ્ઇને તીર વરસાવનારાઓ સાથે હુમ્લો લઇ જવાની આજ્ઞા કરી. તેણે કહ્યું, 'તીર વરસાવનારાઓ સાથે જવું મારા જેવા માટે કલંક છે' આખરે હસીન ઇબ્ને નમીર તીર વરસાવનારા ૫૦૦ સિપાહી સાથે હુમ્લો લઈ ગયો, એમાંયે આ લોકો ફાવ્યા નહીં. બરાબર બપોર સુધી સખત યુધ્ધ જારી રહયો."

શામીઓના આ નામરદાઈ ભર્યાં હુમ્લામાં તેઓના સેંકડો શું હજારો માણસો માર્યા ગયા પરંતુ હુસયનના સાથીઓની સખ્યા પણ ઘણી નજીવી રહી જવા પામી હતી આ હુમ્લામાં હુસયની સૈન્યના ૨૦ માણસો માર્યા ગયા જેઓના નામો નીચે લખવામાં આવે છે.

૧ નઇમ ઇબ્ને અજલાન અન્સારી.
૨ ઉમર ઇબ્ને કઆબ ઇબ્ને હારિસે અસ્જઇ.
૩ હન્તલા ઇબ્ને અમ્ર શયબાની
૪ કાસિત ઇબ્ને ઝુહૈર
૫ કર્શ ઇબ્ને ઝુહૈર
૬ કિનાન ઇબ્ને અતિક
૭ અમ્ર ઇબ્ને ઝબીઆહ ઝમ્મી
૮ ઝરગામા ઇબ્ને માલિક
૯ આમિર ઇબ્ને મુસ્લિમ
૧૦ સયફ ઇબ્ને માલિકુન્નમીરી
૧૧ અબ્દુર્રહમાન ઇબ્ને અબ્દુલ્લાહે કદરી

૧૨ મજમઅ ઇબ્ને અબ્દુલ્લાહે આએઝી
૧૩ હબ્બાન ઇબ્ને હારિસે અઝદી
૧૪ અમ્ર અલખન્દઇ
૧૫ હલાલી ઇબ્ને ઉમરે રાસિબી
૧૬ સવાર ઇબ્ને અબી ઉમૈર હમદાની
૧૭ ઝાહિર ઇબ્ને અમ્ર
૧૮ અમ્ર ઇબ્નિલ હમદિલ ખુઝાઇના ગુલામ
૧૯ જબલા ઇબ્ને અલીયુશ્શયબાની
૨૦ અબીઇમારા ઇબ્ને અબી સલામા દૈલામી
૨૧ નુઅમાન ઇબ્ને ઉમરે રાસિબી
૨૨ મસ્ઉદ ઇબ્ને હજ્જાજ
૨૩ હજ્જાજ પોતે
૨૪ ઝુહૈર ઇબ્ને બશરૂલ ખસ્અમી
૨૫ અમ્માર ઇબ્ને શરીહુત્તાઇ
૨૬ અબ્દુલ્લાહ ઇબ્ને ઉમૈર
૨૭ અસલમ ઇબ્ને કસીરૂલ અઝદી
૨૮ ઝુહૈર ઇબ્ને મુસ્લિમે અઝદી
૨૯ અબ્દુલ્લાહ ઇબ્ને યઝીદેકયસી
૩૦ અબ્દુલ્લાહ ઇબ્ને ઉર્વએ ગિફારી.

હવે હુસયનના લશ્કરમાં માત્ર ૨૦ થી ૨૨ જણાઓ બાકી રહી ગયા.

**ઝોહરની નમાઝ.**

આવા ભયકર વખતમાં અબુસુમામએ સયદાઇ ઇમામની સેવામાં હાજર થઇને ઝોહરની નમાઝ જમાઅતથી પડવાની ઇચ્છા કરે છે. ઇમામે તેના માટે દોઆ કરી અને શત્રુઓ પાસેથી નમાઝ પડી લેવા માટે મોહલત માંગી પણ એ લોકો કયાં મુસલમાન હતા કે પેગમ્બરના

પુત્રને નમાઝની રજા આપે. હુસયનની લાચારી અને મઝલૂમી ઉપર હસવાનો શત્રુઓને આ મોકો મળ્યો હતો. તેઓએ પૈગમ્બરના પુત્રની હાંસી કરી. હબીબ ઇબ્ને મઝાહિરથી ન રહેવાયું અને તેઓ શત્રુઓના મુકાબલામાં આવી પહોંચ્યા અને ૬૨ અધર્મીઓનો વિનાશ કરીને શહીદ થયા.

એ પછી ઝોહરની નમાઝ પડવા સૌ એકઠા થયા. પણ શત્રુઓ નમાઝ પડવામાએ અડચણકર્તા થઈ પડયા. આખરે એવું ઠરાવવામાં આવ્યું કે બે જણા ઇમામની સલામતી માટે શત્રુઓના ઘા ઝીલવા આગળ ઉભા રહે. સા'દ ઇબ્ને અબ્દુલ્લાહ અને ઝોહૈર ઇબ્ને કૈન એ સેવા બજાવવા માટે બહાર આવ્યા. આ લોકો તલ્વારથી તીરોના ઘા રદ કરવામાં બહુ પ્રવીણ હતા. નમાઝ શરૂ થઇ.

નમાઝ શરૂ થતાં શત્રુઓએ તીરો વરસાવવા માંડયા અને બન્ને વફાદારો તીરો પોતાની છાતી ઉપર છીલતા રહ્યા. નમાઝ પૂરી થયા એ પહેલાં સા'દ જખ્મી થઇને જમીન ઉપર પછડાઇ પડયા. ઝોહૈર એકલા રહી ગયા. ઝોહૈરે સા'દ તરફ જોઇને પુછયું, "હે સા'દ ખુદા તારી ઉપર રહેમત કરે તારી કૈં વસીયત છે ?" અલ્લાહરે વફાદારી ! સા'દે જવાબ વાળ્યો. "હા, છે. ઉરીકા બેહાઝા." એટલે એમની સંભાળ લેજે ઇમામ તરફ ઇશારો કરીને કહ્યુ હું એમને માટે તને વસીયત કરૂં છું.

હવે હુસયનની મઝલુમી ખરી હદે પહોંચી હતી. નમાઝ પછી તેમણે પોતાના સાથીઓને એકઠા કર્યા અને ફરમાવ્યું, "હે મારા સાથીઓ ! જુઓ જન્નતના દરવાજા ઉઘડેલા અને તેના મહેલો શણગારેલા છે અને ખુદ પૈગમ્બર અને એમની સાથે શહીદ થનારા લોકો તથા મારા માબાપ તમારી પ્રતીક્ષા કરી રહ્યા છે અને તમારા માટે આતુર થઇ રહ્યા છે માટે અલ્લાહના ધર્મની રક્ષા કરવામાં તમારા પ્રયત્નો વધારો અને પૈગમ્બરના હરમે પાક ઉપરથી શત્રુઓના અત્યાચારો દૂર કરો."

હકીકત એવી છે કે એ વખતે અહલેબયતની મઝલુમી પરાંકાષ્ટાએ પહોંચી હતી. ઇમામનો પુત્રો માંભળીને હરમમાંથી રડવાનો અવાજ બુલંદ થયો અને નિર્દોષ બાળકો અને સ્ત્રીઓની ફરિયાદ આ શબ્દોમાં સંભળાઈ. "હે મુસ્લિમો અને મોમિનો! અલ્લાહના ધર્મની રક્ષા કરો, અને પૈગમ્બરના હરમ ઉપરથી શત્રુઓના હુમલાઓ દુર કરો અને તમારા ઇમામ અને પૈગમ્બરના દોહિત્રની સ્હાય કરો. ખરેખર! આ વખતે અમારી સ્હાય વિષે અલ્લાહ તમારી કસોટી કરી રહ્યો છે. તમે આમારા નાના સાથે જન્નતમાં હશો અને અમારા મિત્રો અને પાડોશીઓ હશો. માટે શત્રુઓને દૂર કરો. અલ્લાહ તમને એનો સર્વોતમ બદલો આપો"

આ ફરિયાદ માંભળી હુસયનના વફાદાર સાથીઓ બેચયન થઇ ગયા. તેઓની આંખોમાંથી અશ્રુસરિતા વહેવા લાગી અને તેઓ એક અવાજે પોકારી ઉઠયા, "હે પૈગમ્બરના અહલેબૈત! અમારા પ્રાણ તમારા પ્રાણ ઉપર, અમારૂ લોહી તમારા લોહી ઉપર અને અમારા આત્મા તમારા આત્મા ઉપર કુરબાન છે. જ્યાં સુધી અમારા શરીરમાં પ્રાણ છે ત્યા સુધી કોઇની મજાલ નથી કે આપની તરફ નજર ઉઠાવીને પણ જોઇ શકે?"

**બાકી રહેલા અસ્હાબ.**

હવે હુસયનના સાથીઓ મૃત્યુની વધુ પ્રતીક્ષા કરી શકતા ન હતા. તલ્વારો હાથમાં લઈ લીધી અને શત્રુઓના મુકાબલામાં આવી પહોંચ્યા. ઝુહૈર ઇબ્ને કૈને રજઝ પઢયા પછી તરતજ ઉમરેમા'દના સિપાહો ઉપર હુમલો કર્યો અને સખ્ત લડાઇ લડી. આખરે મોહમ્મદ ઇબ્ને અબીતાલિબની રિવાયત પ્રમાણે ૧૨૦ શત્રુઓને મારી શહીદ થયા.

ઝુહૈર પછી અબુસુમામએ સઇદાની મયદાને આવ્યા. રજઝ પઢયા પછી એમણે પણ હરીફની રાહ જોયા વગર શત્રુઓ ઉપર હુમલો કર્યો અને સંખ્યાબંધ અધર્મીઓને મારી શહીદ થયા.

એ પછી ઇમામના મોઅઝ્ઝિન હજ્જાજ ઇબ્ને મસરૂક મયદાનમાં

આવ્યા અને શહાદતનું જામ પીધું.

જોન, અબાઝરે ગિફારીના ગુલામ હતા અને વર્ષોથી ઈમામની સેવામાં રહયા હતા, આ વખતે એકદમ વૃધ્ધ થઇ ગએલા હતા. જ્યારે એમણે આજ્ઞા ચાહી ત્યારે ઇમામે ફરમાવ્યું, "જોન! તેં સલામતી ખાતર મારો સાથ આપ્યો હતો માટે આ દુ:ખો તારા માટે યોગ્ય નથી મુનાસિબ છે કે તુ કોઈ દિશા તરફ ચાલ્યો જા અને હું તને ખુશીથી રજા આપું છું"

જોને કહ્યું, "યબ્નરસુલિલ્લાહ! સલામતી ને સુખ વખતે તમારી સાથે રહ્યો અને દુ:ખ વખતે તમારો સાથ છોડી જાઉં એ કેમ બને?"

આખરે તેઓ પણ મયદાનમાં આવ્યા અને ઘણા બેદીનોને કત્લ કરીને શહીદ થયા. નીચે અમે એ પછી શહીદ થયેલા વફાદારોના માત્ર નામો લખી જઇએ છીએ: અમ્ર ઇબ્ને ખાલિદે સયદાવી, સુવૈદ ઇબ્ને અમ્ર ઇબ્ને અબિલમતાઅ, કુર્રા ઇબ્ને કુર્રએ અન્સારી, માલિક ઇબ્ને અનસ, અમ્ર ઇબ્ને મતાઅ, જુનાદા ઇબ્ને હારિસે અન્સારી, અમ્ર ઇબ્ને જુનાદા, આબિસ ઇબ્ને શબીબે શાકિરી, ઉર્વા ઇબ્ને હરાકે અન્સારીના બન્ને પુત્રો અબ્દુલ્લાહ અને અબ્દુર્રહમાન, યઝીદ ઇબ્ને ઝિયાદ ઇબ્ને શઅશઆ, અબૂઅમ્રે નહશલી, યઝીદ ઇબ્ને મુહાજિર, સયફ ઇબ્ને અબિલહારિસ, માલિક ઇબ્ને અબ્દુલ્લાહે સદીહ, મુઅલ્લા ઇબ્ને મુઅલ્લા, નિરિમ્માહ ઇબ્ને અદી, માલિક ઇબ્ને દાઉદ અને અનીસ ઇબ્ને મઅકલે અસ્બહી અલયહિમુર્રહમહ.

ઇમામની સાથે શહીદ થનારાઓની સંખ્યામાં મતભેદ છે. મશહૂર ૭૨ છે. નાસિખુત્તવારીખ બિહારુલ અન્વાર રૌઝતુલઅહબાબ, કિતાબુલ્લુહૂફ, રૌઝતુસ્સફા અને મકતલેઅબુમખ્નફ વગેરેમાં છે છેલ્લા અમુક જણાઓની શહાદત વિષે કૈં ઉલ્લેખ નથી, પરંતુ ઇતિહાસ અને મકતલના બીજા પુસ્તકોમાં એ સૌની શહાદતની વિગતવાર હકીકત આપી છે. જો એ પુસ્તકોના હવાલા વિષે મતભેદ કરવામાં આવે, તો ઝિયારતે નાહીયહનાં

શબ્દોનો કેવી રીતે અસ્વીકાર કરી શકાય? એમાં કત્લાના શહીદોની સંખ્યા બધા ઇતિહાસ કરતા વધારે જણાવવામાં આવી છે ટુંકમાં આપણને એવા અભિપ્રાય ઉપર આવવું પડશે કે હુસયનની સાથે શહીદ થનારા ઓછામાં ઓછા ૭૨ અને વધુમાં વધુ ૧૨૦ જણા હતા

**શોહદાએ બનીહાશમ અને બનીકુતિમા**

જેઓ પછી ઇમામના સગાસ્નેહીઓની વારી આવી, જેઓ વધુમાં વધુ ૨૧ જણા હતા અને જેઓમાં હુસયનનું ૭ મહીનાનું બાળક અલીઅસગર અબ્દુલ્લાહે રઝીઅ અને અબ્દુલ્લાહ ઇબ્ને હસન પણ શામિલ હતા ઘણા ખરા ઇતિહાસકારો ઇમામના સગાવ્હાલામાં સૌથી પહેલા શહીદ થનાર તરીકે અબ્દુલ્લાહ ઇબ્ને મુસ્લિમનું નામ આપે છે. પરંતુ અલ્લામા અબુલફરજે ઇસ્ફેહાની મકતલુત્તાલિબીનમાં હુસયનના જવાન ફરઝંદ અલીઅકબરનું નામ બતાવે છે શેખ મુફીદ અને મુલ્લા મજલિસી (અ૦ ૨૦) એ પણ આ રિવાયત લખી છે

**હ૦ મુસ્લિમના પુત્રો.**

હ૦ મુસ્લિમ ઇબ્ને અકીલ (અ૦ ૨૦) ના પુત્ર અબ્દુલ્લાહે ઇમામની સેવામાં હાજર થઇ આજ્ઞા ચાહી ઇમામે ફરમાવ્યું 'તમારા પિતાની શહાદતનો જખ્મ હજી મારી છાતીમાં તાજેજ છે માટે મુનાસિબ છે કે તમે તમારી માતા સાથે કોઇ સ્થળે ચાલ્યા જાઓ"

અબ્દુલ્લાહે અરજ કરી, 'યબ્નરસુલિલ્લાહ! અમારા પ્રાણ આપ ઉપર કુરબાન થાઓ! અમે એવા નામર્દ નથી કે આ દુન્યાના ફાની જીવનને આવનારા આલમના અનંત જીવન ઉપર મહત્વ આપીએ અમને આશા છે કે આપ અમારા આ નાચીઝ પ્રાણનો હદીઓ કબુલ ફરમાવશો ઇમામે માથું નમાવી લીધું અને એમની આંખોમાં આંસુ ભરાઇ આવ્યા અબ્દુલ્લાહ શત્રુઓ સામે આવી પહોંચ્યા અને રજઝ પડવા લાગ્યા રજઝ પછી તલવારો ચાલવા લાગી આખરે શત્રુઓમાંના કમને

મારી અબ્દુલ્લાહ શહીદ થયા.

અબ્દુલ્લાહ પછી એમના ભાઇ મોહમ્મદ મયદાનમાં આવ્યા અને લકીત ઇબ્ને અયાસના હાથે શહીદ થયા. સૌની આગળ હ૦ કાસીમ બહાર આવ્યા હ૦ કાસિમ ઘણા ખુબસુરત હતા. એમની વય ૧૩ વર્ષની હતી. કાસિમે જ્યારે લડાઈની આજ્ઞા ચાહી ત્યારે ઇમામે રજા આપી નહીં. ઇતિહાસકારો લખે છે કે રજા નહીં મળવાથી હ૦ કાસિમ એટલું રડયા અને એટલી બધી આજિઝી કરી કે આખરે લાચારીએ ઇમામને રજા આપવીજ પડી. ઇમામે પોતાના હાથે એને તલ્વાર બાંધી અને પોતાના હાથે ઘોડા ઉપર સવાર કર્યા.

હાશિમી શુરવીરતાના જૌહરો ખરેખર કરબલામાંજ પ્રગટયા તેર વર્ષનું બાળક મયદાનમાં આવી હરિફ માંગે છે અને મુકાબલામાં હજાર સવારોની બરોબરી કરનાર શામનો એક નામી પહેલવાન અઝ્રક પોતાના પુત્રને મોકલે છે. હાશિમી સિંહ તેને મૃત્યુનું જામ પાએ છે. ત્યાર પછી અઝ્રકના ત્રણ પુત્રો એકેક કરીને મયદાનમાં આવે છે અને મૃત્યુનું જામ પીતા જાય છે. પોતાની નજરોનજર પોતાના ચાર પુત્રોને કત્લ થયેલા જોઈ અઝ્રક પોતે મયદાનમાં નીકળી આવે છે અને હાશિમી સિંહના મુકાબલામાં તલ્વાર ખેંચી લે છે. સખત મુકાબલો થયો અને થોડા વખત સુધી તો બન્ને જણા ઉડતી ખાકના પરદામાં એવા ગુમ થઈ ગયા કે જેનારાઓ પરિણામ પણ જાણી શકયા નહીં, આખરે ધુળ વિખરાઈ અને અઝ્રક પોતાના લોહીમાં આળોટતો દેખાયો.

અઝ્રકની કત્લ પછી કાસિમ શત્રુઓ ઉપર તુટી પડયા અને લાંબા વખત સુધી લડતા રહ્યા અને જ્યારે અઝ્રક અને તેના ચાર પુત્રો સિવાય બીજા ૬૫ જણાઓને કત્લ કરી રહ્યા ત્યારે સા'દ ઇબ્ને ઉર્વા બહાર આવ્યો, હમીદ ઇબ્ને મુસ્લિમ કહે છે કે કાસિમની આવી દીલેરી જોઇ અમે સૌ આશ્ચર્ય પામી રહ્યા હતા એવામાં સા'દ મને કહેવા લાગ્યો,

'તમે જોતા રહો કે આ જવાનને હું કેવી રીતે કત્લ કરૂં છું' મેં કહ્યું કે, આ તું શું કહે છે? જો આ નવજવાન મને તલ્વાર મારે તોયે હું એના સૌંદર્યના લીધે એની ઉપર તલ્વાર ખેંચું નહીં. તને આ નવજવાનથી આટલી બધી શત્રુતા શા માટે છે? અને શા માટે તું એકલોજ એને કત્લ કરવા મથી રહ્યો છે?' તેણે કહ્યું, "હું તારી વાત માનીશ નહીં" એટલું કહીને તે પાછળથી હ૦ કાસિમ પાસે જઈ પહોંચ્યો. કાસિમ આ વખતે શામીઓના મુકાબલામાં લડી રહ્યા હતા, એવામાં તેણે લાગ ફાવીને એમના માથા ઉપર જોરથી તલવાર મારી, હ૦ કાસિમ પુકારી ઉઠ્યા "યા ઉમ્માહો અદરિકની' અને સાથેજ જમીન ઉપર પછડાઈ પડ્યા હ૦ કાસિમનો અવાજ સાંભળી ઇમામ દોડી આવ્યા શત્રુઓ હ૦ કાસિમને ઘેરીને ઉભા હતા. ઇમામે તેઓ ઉપર હુમ્લો કર્યો અને જ્યારે તેઓ વિખેરાઈ ગયા ત્યારે ઇમામ કાસિમની લાશ પાસે આવ્યા એ વખતે એમની લાશ ઘોડાઓના પગ નીચે છુંદાઈ ગઈ હતી પ્યારા ભતરીજાની આ સ્થિતિ જોઈ ઇમામ ઝારોઝાર રડી પડ્યા, અને ફરમાવ્યું, "વલ્લાહ! હે બેટા કાસિમ! તારા કાકા માટે આ વાત અસહ્ય છે કે તું મદદ માટે પોકારે અને હું તારી મદદ ન કરી શકું, તને કત્લ કરનારાઓને અલ્લાહ પોતાની રહેમતથી દૂર રાખે." ઇતિહાસકારો લખે છે કે આ પહેલોજ પ્રસંગ હતો. જ્યાં ઇમામે પોતાની તલ્વારનો ઉપયોગ કર્યો એ પછી ઇમામ કાસિમની લાશ હરમમાં લઈ ગયા. હરમમાં સૌ પોકારી પોકારીને રડવા લાગ્યા. ઇમામે સૌને દિલાસો આપ્યો અને ફરમાવ્યું, 'હે મારા અહલેબયત! અને હે મારા ભાઈના અહલેબયત! સબ્ર કરો, કારણ કે આજ જેવા દુખો તમને હવે પછી કદી પણ સહન કરવાનાં નથી.

હ૦ કાસિમ પછી એમના મોટા ભાઈ અબ્દુલ્લાહે અસ્ગર મયદાનમાં આવ્યા અને ૧૪ અધર્મીઓને કત્લ કરીને પોતે પણ શહીદ થયા.

ત્યાર પછી ઇમામ હસનના ત્રીજા પુત્ર અહમદ મયદાનમાં આવ્યા

અને એ હુમ્લાઓમા શત્રુઓના ૧૧૦ માણસોને કત્લ કરીને શહાદતનો દરજ્જો પ્રાપ્ત કર્યો.

### હ૦. અલી અ૦, ના ફરઝંદો.

ઇમામ હસનની અવસાદ પછી હ૦ અલીના પુત્રોમાંથી હ૦ અબ્બાસના સગા ભાઇ અબ્દુલ્લાહ મયદાનમાં આવ્યા એમની શહાદત પછી હ૦ અબ્બાસના બીજા બન્ને ભાઈઓ જાફર અને ઉસમાન એક પછી એક શહીદ થયા.

હ૦ અબ્બાસના ત્રણે સગા ભાઇઓની શહાદત પછી હ૦ મોહમ્મદ અસગર ઇબ્ને અલી બહાર આવ્ય. એમની માનું નામ ઉમ્મેવલદ હતું. સૌ કરતાં વધારે શત્રુઓને કત્લ કરીને પોતે પણ શહીદ થયા.

મોહમ્મદ પછી ઑન ઇબ્ને અલી બહાર આવ્યા. એમની માતું નામ અસમાએ બિન્તે અમીસ હતું. આવતાજ એમણે શત્રુઓ ઉપર હુમલો કર્યો. બે હજાર માણસોએ એમને ઘેરી લીધા પણ એ હાશિમી સિંહે સૌને નસાડયા. આમ કેકને કત્લ કરીને ઝખ્મી સ્થિતિમાં ઇમામના છેલ્લીવાર દર્શન કરવા માટે આવ્યા અને દર્શન પછી પાછા મયદાન તરફ જવા લાગ્યા ત્યારે ઇમામે એમને થોડો વખત આરામ લેવા સમજાવ્યુ પણ એ વફાદારો એક પળ પણ થોભે એવા ન હતા. તરતજ મયદાનમાં પાછા ફર્યા અને સાલેહ ઇબ્ને સય્યાર અને બદ્ર ઇબ્ને સય્યાર જેવા સંખ્યાબંધ નામી પહેલવાનોને કત્લ કર્યા પછી ખાલિદ ઇબ્ને તલ્હાના નામરદાઈ ભર્યા વારથી શહીદ થયા.

### હ૦ અબ્બાસની શહાદત.

હવે હ૦ અલી અલયહિસ્સલામના પુત્રોમાં હ૦ અબ્બાસ અને ઇમામે હુસયન સિવાય કોઈ રહ્યો ન હતો હ૦ અબ્બાસથી ઇમામની આવી મઝલુમીયત સહન થઇ શકી નહીં ઔનની શહાદત પછી હ૦ અબ્બાસ ઇમામની સેવામાં હાજર થયા અને મયદાનમાં જવાની આજ્ઞા ચાહી.

ઇમામની આંખો આંસુથી ભરાઈ ગઈ. હજરતે ફરમાવ્યું, "ભાઈ અબ્બાસ! તમે મારા લશ્કરના અલમદાર છો. તમે ન રહ્યા તો હવે નથી," પરંતુ જ્યારે અબ્બાસ અલમ્દારે વધુ આગ્રહ કર્યો ત્યારે ઇમામે ફરમાવ્યું, "ભાઈ અબ્બાસ! હું તમને લડવા મોકલતો નથી. હા, દુશ્મનોના લશ્કરને જઈને ઉપદેશ કરો અને તેઓની પાસેથી થોડુંક પાણી માગો, જેથી બાળકો હલાક થતાં બચે અથવા ઓછામાં ઓછું તેઓને બચ્ચાંઓને મળી જાય."

'મઅઆઝ વ તાઅદ' કરીને એ જાનિસાર મયદાનમાં આવ્યા અને શત્રુઓને ઉપદેશ કરી પાણી માગ્યું. પરંતુ એ કઠોર હૈયા પીગળે તેવા નહોતા આખરે લાચાર થઈ અબ્બાસ પાછા ફર્યા અને ઇમામને બધી હકીકત જણાવી.

હ૦ અબ્બાસ પાણી વગર પાછા ફર્યા એ જાણી તરસ્યાં બાળકો નાવ નિરાશ થઈ ગયા અને "અલ અતશ! અલ અતશ!" પોકારવા લાગ્યાં નિર્દોષ બાળકોનું રુદન હ. અબ્બાસથી સહન ન થયું તરતજ એક મશક લઈ પાણી લાવવાના ઇરાદાથી બહાર આવ્યા.

નહેર પાસે પહોંચ્યા ત્યારે ઉમરે સા'દના સિપાહીઓએ એમને અટકાવ્યા અને ઘોંઘાટ મચાવ્યો. અબ્બાસે મિયાનમાંથી તલ્વાર ખેંચી લીધી અને એ લોકોના મુકાબલો કરવા લાગ્યા ઉમરેસા'દને ખબર પડતાજ તેણે પોતાના બધા સિપાહીઓને એમને ઘેરી લેવાનો હુકમ કર્યો. પછી શું હતું? ચાલીસ હજાર તલ્વારો એકી સાથે તુટી પડી. સામે લડનાર એક હતો પણ એ સૌને પુરો પડે એવો હતો. સિંહની જેમ ગર્જના કરતો એ હાશિમી બહાદુર શત્રુઓની હારોમાંથી વીજળીની જેમ પસાર થઈ જતો હતો. જે દિશા તરફ રૂખ થયો ત્યાં મયદાન સિપાહીઓના શબોથી ભરાઈ ગયું અને બાકીનાઓ દુર દુર નાસી ગયા. આમ શત્રુઓની બધી હારોને વિખેરી અબ્બાસ નહેરમાં આવી પહોંચ્યા. નહેરની માલિકીનો દા

કરનાર હતે ત્યાં કોઈ ન હતુ

પરંતુ હજી અબ્બાસ પાણી ભરે એ પહેલાં ન્હાસી ગયેલા શત્રુઓ પાછા એકઠા થઈ ગયા અને હુસયનના તંબુઓને નહેર વચ્ચે મજબુતીથી ગોઠવાઈ ગયા. ઉમરેસાદે અબ્બાસ ઉપર હુમ્લો કરવાની આજ્ઞા કરી. ચાર હજાર માણસો આગળ વધ્યા. અબ્બાસે એ લોકોને પાસે આવતા જોઈ તરતજ તલ્વાર સંભાળી લીધી અને પાછા ભુખ્યા સિંહની જેમ એ શિયાળો ઉપર તુટી પડયા. હિમ્મત કરી આગળ વધનારાઓ મોઢું ફેરવીને નાઠા, નહેર સુધી પહોચવાના પ્રયત્નમાં અબ્બાસે ૨૫૦ માણસોને કત્લ કર્યા હતા અને આ હુમ્લામાં ૩૦૦ અધર્મિઓને મૃત્યુનું જામ પાયું.

આમ એક માણસના મુકાબલામાંથી ૪૦૦૦ સિપાહોને ન્હાસતા જોઇ ગારદ દ્બિને સઅદ્ બહાર આવ્યો અને ઉમરેસા'દના સિપાહોને સંબોધતો બોલ્યો, "ધિક્કાર હજો તમારી ઉપર! તમે એવા નામર્દ છો કે એક માણસનો મુકાબલો કરી શકતા નથી. તમે લોકો સંખ્યામાં એટલા બધા છો કે જો તમે એકેક મુઠ્ઠી માટી ઉપાડીને એની ઉપર નાંખો તો એ મરી જાય." આટલું કહીને તે મોટા અવાજે પોકારી ઉઠયો, "હે લોકો! જેના ગળામાં યઝીદની બયઅત છે અને જે તેનો તાબેદાર છે તે દુર ઉભો રહે. હુંજ એકલો જઇને એનું કામ તમામ કરૂં છું." એટલું કહીને માથાથી પગ સુધી લોઢામાં ગરક થઈ તે નહેર તરફ વધ્યો. તેને સામે આવતો જોઇ અબ્બાસ પણ આગળ વધ્યા. પાસે આવીને તેણે લાંમું ભાષણ આપવા માંડયું.

"હે યુવાન! તારી તલ્વાર ફેંકી દે અને તારૂં જ્ઞાન અને બહાદુરીની કળા શિખવ. અત્યાર સુધી તારા મુકાબલામાં આવનારા નમ્ર હૃદયના હતા. હું એવો છું કે મને આજ સુધી કોઈની ઉપર દયા આવી નથી પરંતુ તારૂં સૌંદર્ય અને નવજવાની જોઇને મારૂં હૈયું પીગળી રહ્યું છે. તું પાછો જા અને નાહક તારો પ્રાણ ગુમાવ નહીં. અકલમંદ માટે ઈશારો

બસ છે. આજ સુધી મેં કોઈની ઉપર દયા દેખાડી નથી પરંતુ તને તારી ભલાઈ માટે શિખામણ દઉં છું. મારી શિખામણ સાંભળી અને તું દુન્યામાં સુખી જીંદગી ગાળી શકશે, નહીં તો ભારે દુઃખોનો સ્વાદ ચાખવો પડશે."

હઝરત અબ્બાસે તેને વિગતવાર જવાબ આપ્યો અને પછી ફરમાવ્યું, "જોઉં તો, તને લડાઇના મયદાનનું કેટલું જ્ઞાન છે" એટલું કહીને તેના મુકાબલા માટે તૈયાર થયા. મારદે ભાલાનો વાર કર્યો. વાર રદ કરીને અબ્બાસે તેના હાથમાંથી ભાલોજ ઝુટવી લીધો. આ જોઇ ઉમરેસાદના સિપાહોમાં સખ્ત ધબરાટ ફેલાયો. બીજાજ વારમા તેનો ઘોડો મૃત્યુ પામ્યો. અને હવે તે બાપડો સાવ લાચાર થઈ ગયો. મારદ જાડો માણસ હતો. પૈદલ મુકાબલો કરવાની એનામાં શક્તિજ કયાં હતી અબ્બાસે કહ્યું, "મારદ ? લડાઇના મેદાનનું તો તને ઘણું જ્ઞાન હતું ને ?" મારદે ખિસયાણો પડી માથું નમાવી લીધું.

ઉમરેસા'દે તરતજ તેના ગુલામ સારિકા મારફત તેનો ચંચળ ઘોડો મોકલ્યો. આ ઘોડાનું નામ તાવિયા હતું, અને આખા અરબમાં મશ્હુર હતો મદાએનમાં ઇમામ હસન પાસેથી એ ઝુંટવી લેવામાં આવ્યો હતો. મારદ પોતાના ગુલામને તાવિયા સાથે આવતો જોઈ પોકારી ઉઠયો, "હે ગુલામ ! તાવિયાને જલ્દી લાવ, નહીં તો મારૂં મૃત્યુ આવી લાગ્યું સમજજે." ગુલામ ઘોડો લઇને દોડયો. અહીંથી અબ્બાસ પણ તેની તરફ દોડયા. અને બેજ હાથમા ગુલામનું માથું કાપી પોતે તાવિયા ઉપર સવાર થઇ ગયા. આવી હિમ્મત જોઇ મારદનું અંગેઅંગ ધ્રુજવા લાગ્યું અને તે બોલી ઉઠયો, "રે ! એ મારાજ ઘોડા ઉપર સવાર થઈ ગયો અને હવે મારાજ ભાલાથી મને મારી નાંખશે."

નાના નાના બાળકોની તરસ યાદ આવતા અબ્બાસે ઝડપથી કામ આટોપી લેવાનુંજ ઉચિત ધાર્યું સૌથી પહેલા મારદનો મુકાબલો કર્યો

અને તલ્વારના એક વારથી તેનો જમણો હાથ કાપી નાખ્યો. તલ્વાર હાથ સાથે જમીન ઉપર આવતી રહી. મારદે કરગરીને કહ્યું, "અબ્બાસ! મને છોડી દયો હું તમારો ગુલામ છું." અબ્બાસે ફરમાવ્યું, "તારા જેવા ગુલામને શું કરૂં?" એટલું કહીને એક વારમાં મારદનું કામ તમામ કર્યું અને પછી તરત નહેરમાં આવ્યા અને પાણીથી મશ્ક ભરી લીધી. તરસ બુજાવવા પાણી પીવાનો ઇરાદો કર્યો. પણ હાથમાં પાણી લઇને અબ્બાસે ફેંકી દીધુ અને બોલ્યા, "અબ્બાસ, વફાદારીની શાન એ નથી કે સરદાર તરસ્યો હોય અને ગુલામ પાણી પીએ" પછી તરતજ નહેરમાંથી બહાર આવ્યા અને તંબુઓ સુધી પહોંચી જવાનો ઇરાદો કર્યો.

ઉમરના સિપાહીઓએ માર્ગ રોકી લીધો. સખત લડાઇ શરૂ થઈ. અબ્બાસ પાણીની મશ્ક બચાવતા જતા હતા અને શત્રુઓથી લડતા જતા હતા. એ પ્રયાસમાં જ્યારે એમણે સેંકડો શત્રુઓને કત્લ કરી નાખ્યા ત્યારે એકાએક પાછળથી લાગ ફાવીને એક શામીએ એમનો જમણો હાથ કાપી નાખ્યો. અબ્બાસે ડાબા હાથમાં તલ્વાર લઇ લીધી અને એ સ્થિતિમાં પણ ૫૦ સવારોને મારી નાખ્યા. એટલામાં એમનો ડાબો હાથ પણ કપાઇ ગયો. પણ મશ્ક હજી સલામત હતી. અબ્બાસે મશ્કને દાંતોથી સંભાળી લીધી અને ઘોડાને દોડાવ્યો. અલ્પ સમયમાં એક તીરે મશ્કનું પાણી વહાવી નાખ્યું. પાણી સાથે અબ્બાસનો પ્રાણ હતો. પાણીને વહી જતું જોઇ એ વીરાત્માએ અત્યંત માયુસી સાથે કહ્યુ, "અફસોસ! પૈગમ્બરના અહલેબયતના નસીબમાં પાણી નથી." બીજ્જ પળે એક પાપીનો લોખંડી ગુરજ અબ્બાસનાં માથા પર આવી પડ્યું અને અબ્બાસે બુલંદ અવાજે કહ્યું "યબ્નરસુલિલ્લાહ! આપને મારા છેલ્લા સલામ પહોંચો"

અબ્બાસનો આ અવાજ સાંભળી ઇમામની આંખોમાંથી આંસુઓ સરી પડયાં અને ફરમાવ્યું, "આ પળે મારી કમર તુટી ગઈ અને મારી બધી આશાઓ નષ્ટ થઇ."

હ૦ અબ્બાસ અલયહિસ્સલામના મરતાંજ દુન્યા બદલાઈ. અત્યાર સુધી હરમે પાકને એટલો દિલાસો હતો કે અબ્બાસ જીવતા છે ત્યાં સુધી શત્રુઓ અમારી ઉપર ફાવી શકતા નથી. અબ્બાસની બહાદુરી આરબોમાં મનાયેલી હતી. અબ્બાસ લડવા નહીં પણ પાણી લેવા ગયા હતા, છતાંયે ૧૨૯૩ સિપાહો એમની તલ્વારનો ભોગ થઈ પડયા.

બધા ઇતિહાસો એક અવાજે કહી રહ્યા છે કે હ૦ ઉમ્મુલબનીને (સ૦ અ૦) આખી જિંદગી બકીએ ગરકદમાં પોતાના એ દિલેર ફરઝંદ અબ્બાસ અને એમના ત્રણ ભાઈઓ ઉપર રડવામાંજ વિતાડી અને. એ રૂદન પણ એવુ હ્રદયભેદક હતુ કે સાંભળનારાઓ રડી પડતા હતા. એ દુઃખી માતા મક્કે જતા હાજીઓને પુછતી ફરતી હતી. "તમે મારા પુત્ર અબ્બાસને જોયો છે? તમે મારા પુત્ર જાફર, અબ્દુલ્લાહ અને ઉસ્માનને જોયા છે?" એમનું રૂદન એટલી હદે પહોંચ્યુ હતું કે, બનીહાશમનો કટ્ટરો વેરી મરવાન બિન હકમ એક વખતે બકીઅ પાસેથી પસાર થયો અને હ૦ ઉમ્મુલબનીન અ૦ નું રૂદન સાંભળી પોકારી પોકારીને રડી ઉઠયો

**હ૦, અલી અકબર અ૦,**

હ૦ અબ્બાસની શહાદત પછી ઇમામના નવજવાન ફરઝંદ અલી અકબર સિવાય કોઇ બાકી ન હતું એમની વય ૧૮ વર્ષની હતી અલ્લામા ઇબ્ને શહેરે આશોબ લખે છે, "અલી અકબર પોતાના બાપના ઘણા તાબેદાર અને દીનદાર પુત્ર હતા. કુરઆન અને હદીસના સારા જાણનારા હતા, બહાદુર હતા, પોતાના બધા કામોમાં અલ્લાહ ઉપર વિશ્વાસ અને આધાર રાખતા હતા. ઘણાજ અકલમંદ, ઘણાજ ખુબસુરત અને ઘણાજ ડાહ્યા હતા."

બધા ઇતિહાસો કહી રહ્યા છે કે જ્યારે અઢાર વર્ષનો નવજવાન વિદા થવા માટે હરમમાં આવ્યો ત્યારે દરેક જગાએથી વા મોહમ્મદાહ! વા અલીય્યાહ! ની હૃદયભેદક ચીસો બુલંદ થઈ, પીતાએ પોતાના-

સાથે પુત્રના શરીરે શસ્ત્રો સજ્યા, ઘોડા ઉપર સવાર કર્યો અને રૂખ્સત કરતી વખતે ઝારોઝાર રડી પડયા. પછી આકાશ તરફ જોઇને ફરમાવ્યું, 'હે અલ્લાહ! તું ગવાહ રહેજે કે હવે હું એવા જવાનને વિરોધીઓ સામે મોકલું છું જે સદ્વર્તન, સુરત, સૌંદર્ય અને શક્તિમાં તારા પૈગમ્બર સાથે સૌ કરતાં વધારે મળતો આવે છે. હે મારા માલિક! જ્યારે હું તારા નબીના દર્શન માટે બેચયન થતો હતો ત્યારે હું એનો ચહેરો જોઈ લેતો હતો." એટલું કહીને ઇમામે પોતાના જવાન ફરજંદને વિદા કર્યો.

અલીઅકબર મેદાનમાં આવી. રજઝ પઢવા લાગ્યા.

• રજઝ પછી મુકાબલો થયો અને ભારે ખુરેઝી થવા લાગી. ૧૨૦ સવારોને મૃત્યુનું જામ પાયા પછી અલીઅકબર તરસથી એટલા બધા બેચયન થઈ જાય છે કે ઇમામની સેવામાં હાજર થઇને અરજ કરે છે, "પિતાશ્રી! તરસ મને હલાક કરી નાંખે છે અને લોઢાના હથીઆરો ભારે થઇ પડયા છે. થોડુંક પાણી મળી જાય તો શક્તિમાન થઇને શત્રુઓ સાથે લડું." મઝલુમ ઇમામ પુત્રને એક વીંટી આપે છે અને ફરમાવે છે, "બેટા! એને મોઢામાં રાખી લ્યો અને જિહાદમાં મસરૂફ થાઓ. તરતમાં તમારા દાદા તમને હૉઝે કૌસરનું પાણી પાશે અને એ પછી તમે કદી તરસ્યા થશો નહીં."

અલી અકબર પાછા મયદાનમાં આવ્યા.

ફરી વાર સખત ખુરેઝી થઈ અને આ વખતે પણ અલીઅકબરે ૮૧ માણસોને કત્લ કરી નાંખ્યા. આ સ્થિતિ જોઇને શત્રુઓ ચોમેરથી તુટી પડયા. અને હમશકલે પેગમ્બરને પોતાની તલ્વારો હેઠળ રાખી લીધા **ફકુત્તિઉ બિસુયફિહિમ અરબન અરબા** એટલે તલ્વારોથી કટકેકટકા કરી નાખ્યા

અલીઅબકરનો અવાજ સાંભળી ઇમામે ફરમાવ્યું, "વા વલદી વા

એકેક માણસ સામે મુકાબલામાં આવે." ઉમરે ત્રીજી વાત સ્વીકારી અને રજા પછી ઈમામ મુકાબલા માટે આવ્યા. અને એક ફસીહ ખુત્બો પડયો જેના અમુક ફકરાઓ તારીખે તબરી અને રોઝતુસ્સફાના તરજુમામાંથી નીચે રજુ કરવામાં આવે છે.

"હે લોકો જે મને જાણે છે તે જાણે છે અને જે નથી જાણતો તે જાણી લે કે હું તમારા પૈગમ્બરનો નવાસો છું. મારી માતા તમારા પૈગમ્બરની પુત્રી હઝરત ફાતિમા છે. અને મારા પિતા અલી ઇબ્ને અબીતાલિબ છે. તમારા સૌમા એ ઉપર મને જેટલો હક છે એટલો તમારામાંથી કોઇને નથી. અને તમે એ પણ સારી રીતે જાણો છો કે પૈગમ્બરે ફરમાવ્યું છે 'હસન અને હુસયન જન્નતના જવાનોના સરદાર છે.' વલ્લાહ! ખ્રિસ્તીઓને જો ૯૦ ઇસાનો ગધેડો મળી જાત તો તેઓ કયામત સુધી તેની સભાળ રાખત. એવીજ રીતે જો યહુદીઓને ૯૦ મુસાની કૈં યાદગાર મળી જાત તો તેઓ પણ તેની એટલીજ કદર કરત પરંતુ અફસોસ છે તમારી ઉપર કે તમે તમારા પૈગમ્બરના નવાસાનું અને તેના કુટુંબીજનોનું લોહી વહાવી રહ્યા છો. તમે અલ્લાહથી નથી બ્હીતા, નથી તમને પૈગમ્બરની શરમ. મેં મારી આખી જિંદગીમાં કોઈનું ખુન કર્યું નથી અને કોઇની કૈં વસ્તુ લઇ લીધી નથી. શા માટે તમે મારા લોહીને હલાલ સમજી બેઠા છો?" એ પછી ઇમામ જવાબની રાહમાં થોડો વખત થોભ્યા અને પછી ફરમાવ્યું. "અલ્હમ્દોલિલ્લાહ મારી ફરજ હતી તે મેં પુરી કરી અને દરેક હુજ્જત પુરી કરી" અને પછી પ્રાર્થના માટે બન્ને હાથો લંબાવ્યા અને ફરમાવ્યું, "હે અલ્લાહ! તું દરેક દુઃખ વખતે મારો આધાર છે અને દરેક ભયમાં મારા માટે અમાન છે. તુંજ મારો ને મને આપેલી બધી નેમતોનો માલિક છે."

એ પછી તરતજ મુકાબલો શરૂ થયો. સૌથી પહેલા તમીમ ઇબ્ને કહતબા મુકાબલામાં આવ્યો અને મૃત્યુનું જામ પીતો ગયો. એ પછી

બીજો અને ત્રીજો એમ એક પછી એક ઇમામના મુકાબલામાં શત્રુઓ આવતા ગયા અને મૃત્યુનુ જામ પીતા ગયા. એટલે સુધી કે આમ એકેક કરીને ઇમામે સેંકડો વિરોધીઓને કત્લ કરી નાખ્યા ત્યારે ઉમરેસાદ પોકારી ઉઠયો. "તમારી ઉપર અફસોસ છે. અરે આ માણસ ગાજીએ કુંસે ગાલિબ અલી ઇબ્ને અબીતાલીબનો પુત્ર છે જેણે અરબના બહાદુરોમાંથી કોઇને છોડયો નથી. માટે એકેક કરીને તમે કદી પણ ફાવવાના નથી એ પછી ઉમરના સિપાહો ઇમામ ઉપર એકી સાથે તુટી પડયા ઇમામે રજ્ઝના અસ્આર પડયા અને સિંહ સમાન શત્રુઓ ઉપર હુમ્લો કરવા લાગ્યા, હુમ્લો કરતા જતા હતા અને આ શેર પડતા જતા હતા

અલ કત્લુ ઔલા મિન રૂકુબિલ આર,
વલ આરૂ ઔલા મિન દુખૂલિન્નાર.

"અપમાનના જીવન કરતા મરવું ઉત્તમ છે. અને નર્કમાં જવા કરતા અપમાન સારૂ છે"

ઇતિહાસકારો પોકારી પોકારીને કહી રહ્યા છે કે આવી સ્થિતિમાં જે દિલેરી ને દ્રઢતા હુસયને દેખાડી છે એની જોડ મળી શકતી નથી આ લડાઇનુ ટુંક વર્ણન અમે અબુઇસ્હાકે ઇસ્ફરાએનીના શબ્દોમાં નીચે રજુ કરીએ છીએ—

"ઇમામે શત્રુઓ ઉપર હુમ્લો કર્યો અને તેઓની વચમાં પહોંચી અલ્લાહો અકબરનો નારો બુલંદ કર્યો અને તલ્વાર ચલાવવા માંડી, શત્રુઓના સિપાહોને ઇમામ એવી રીતે કાપી નાખતા હતાં. કયારેક જમણી તરફ કયારેક ડાબી તરફ અને કયારેક વચમાં શત્રુઓની હારે, વચ્ચે વિજળીની જેમ દાખલ થઇ જતા હતા અને સેંકડોને કત્લ કરીને સલામત નીકળી આવતા હતા. ઇમામના ઘોડાની ટાપો નીચે સિપાહોના શરીરો છુંદાઇ જતા હતા. એ હુમ્લાઓનાં ત્રાસ ને ભયથી હજારો સિપાહો દુરદુર ન્હાસી ગયા. એ હુમ્લામાં ૨૫૨૦ સવાર હુસયનના હાથે કત્લ થયા."

ઉમરે સાદે જોયું કે આમ લડવાથી ઇમામને કતલ કરી શકાય તેમ નથી કે પણ યુક્તિ અને ફરેબથી કામ લેવું જોઇએ એથી એણે શિમ્રને ચાર હજાર સિપાહી સાથે હરમે પાક અને ઇમામ વચ્ચે ગોઠવાઇ જવાની અને હરમસરા ઉપર હુમલો લઇ જવાની આજ્ઞા કરી અને જમણી ને ડાબી તરફ સિપાહી મોકલ્યા. આ વસ્તુસ્થિતિ જોઇ ઇમામે મોટા અવાજે પોકારીને કહ્યુ, "હે અબુસુફ્યાનના વંશજોના ગુલામો! તમે ધર્મ, પૈગમ્બર, ખુદા અને કયામત સૌને ભુલી ગયા પણ તમારી દુન્યામાં તો માણસ બની રહો, જો તમે પોતાને અરબ ગણાવો છો તો શરાફતનું તો કંઇ ધ્યાન રાખો." શિમ્ર આગળ વધ્યો અને બોલ્યો, "તમે શું કહેવા માંગો છો?" ઇમામે ફરમાવ્યું, "હું કહું છું કે હું તમારી સાથે લડું છું તમે મારી સાથે લડો છો એમાં આ નિર્દોષ સ્ત્રીઓનો શો વાંક છે? જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી ત્યાં જતા તમારી લગામો ખેંચી લ્યો." ઇમામના શબ્દો સાંભળી શિમ્ર જેવા બેદયાને પણ ગૈરત આવી ગઇ અને તે ત્યાંથી પોતાના સિપાહીની સાથે પાછો ફર્યો. ઇમામને કંઇ શાંતિ થઇ અને પાછા લડવા લાગ્યા. લડતા લડતા કહેતા જતા હતા, "શું મેં તમારો હક પચાવી પાડ્યો છે? શું મેં શરીઅત બદલી નાખી છે? શું હું પૈગમ્બરની આજ્ઞાઓ વિરૂદ્ધ વર્ત્યો છું? તમે ક્યા કારણથી મારૂં લોહી હલાલ સમજો છો?" ઉત્તર મળતો હતો કે "તમારા પિતાએ બદ્ર અને હુનૈનમાં અમારા વડીલોને મારી નાખ્યા હતા એનો અમે વેર વસુલ કરી રહ્યા છીએ."

આ વખતે પોતાની તન્હાઇ અને અહલેબયતની બેકસીનો વિચાર આવતા ઇમામે પોતાના શહીદ થયેલા વફાદારોને એકેકના નામ સાથે યાદ કર્યા અને ફરમાવ્યું, "હે મારા દિલાવર બહાદુરો! હે મારા ચંચળ સવારો! હે વફાદારો! હું તમને પોકારૂં છું અને તમે જવાબ પણ નથી આપતા! તમે સુઇ રહ્યા છો, તો હવે મારો જવાબ આપવા ઉભા

થાઓ! શુ તમારા ઇમામ સાથે તમને પ્રેમ નથી? શુ તમારી આસ્થા પુરી થઈ ગઇ? જુઓ, પૈગમ્બરના હરમની સ્ત્રીઓ મદદગાર વિના ટળવળી રહી છે. હે વીરાત્માઓ! ઉઠો અને આ નામર્દ શત્રુઓના હુમ્લાઓને રદ કરો પરંતુ અફસોસ! તમે મૃત્યુનુ જામ પીને સુતા છો અને જમાનાએ તમારી સાથે બેવફાઈ કરી અને એથીજ તમો લાચાર થઇ ગયા છો નહી તો તમે જરૂર મારી સહાય કરવા દોડયા હોત, અને હરમે પાક ઉપરથી શત્રુઓના હુમ્લાઓ દુર કર્યા હોત. હુ પોતે તમારી જુદાઇમા બેકરાર છુ અને હુયે હવે તરતમાજ તમારી પાસે આવી પહોચુ છુ. આપણે અલ્લાહનેજ માટે છીએ છીએ અને તેનીજ તરફ જઈ રહયા છીએ"

એ પછી ઇમામે અસ્વાર થયા અને શત્રુઓ ઉપર તુટી પડયા અને આ વખતે એવુ લડયા કે દુરદુર સુધી મયદાન ખાલી થઇ ગયુ. એ જોઇ ઇમામે નહેર તરફ રૂખ કર્યો. ચાર હજાર પહેરેગીરો નહેર ઉપર પહેરો આપી રહયા હતા. ઇમામે તેઓ ઉપર હુમ્લો કર્યો અને સૌને હઠાવ્યા અને પછી નદીમા ઘોડો ફુલાવી ગયા. નહેરમા પહોચીને ઇમામે ઘોડાને સંબોધીને ફરમાવ્યું, "તુયે તરસ્યો છે અને હુયે તરસ્યો છુ. પરંતુ વલ્લાહ! જ્યા સુધી તુ પાણી નહી પીએ ત્યાં સુધી હુયે પાણી પીનાર નથી." વફાદાર ઘોડાએ પાણી તરફથી મોઢુ ફેરવી લીધુ. આખરે ઇમામે તેનુ મોઢું પાણી તરફ નમાવ્યુ અને ફરમાવ્યુ, 'હુયે પાણી પીઉં છુ અને તુ પણ પી."

આ વસ્તુસ્થિતિ જોઈ હસીન ઇબ્ને નમીરે એક તીર ઇમામ તરફ ફેકયો અને બોલ્યો, "હે હુસયન! તમે અહી પાણી પી રહયા છો અને ત્યા શામના સિપાહીઓ તમારા હરમની સ્ત્રીઓને લુંટી રહયા છે" આ શબ્દો સાભળતાજ ઇમામે પાણી ફેકી દીધું અને તરતજ ઘોડા ઉપર સવાર થઇ શત્રુઓના સિપાહીઓને ચીરતા ચીરતા તબુઓ પાસે આવ્યા

પહોંચ્યા. જોયું તો અહલેબયત સલામત હતા સમજી ગયા કે આ માત્ર શત્રુઓનો ફરેબ હતો.

હવે ઇમામ છેલ્લી વખતે અહલેબયતથી વિદા થવા આવ્યા અને ફરમાવ્યુ, પરિક્ષણ માટે તૈયાર થઈ જાઓ, અલ્લાહ તમારી હિફાઝત કરશે અને તમારા દુઃખો બદલ શત્રુઓને સખત શિક્ષાઓ કરશે, માટે તમારી ફરજ છે કે તમે શિકાયત ન કરો અને કોઇ એવું કામ ન કરો જેથી તમારી કદર ઘટી જાય." એટલુ કહીને ઇમામ બહાર આવ્યા. સ્ત્રીઓ અને બાળકો પોકારી પોકારીને રડવા લાગ્યાં. એ વખતનું ચિત્ર મીર અનીસે આ શબ્દોમાં દોર્યું છે—

શબ્બીર બરામદ હુવે યોં ખયમેકે દરસે–
જિસ તર્હ નિકલતા હય જનાઝા ભરે ઘરસે.

મયદાનમાં આવી ઇમામે ફરી એકવાર એક ખુત્બો પડયો અને મુકાબલામાં મસરૂફ થયા. લડતા લડતા આખરે સાત જખ્મી થઇ ગયા ત્યારે એક શામીએ કપાળ ઉપર જોરથી તીર ફેંક્યું. ચહેરા ઉપર લોહી વહેવા લાગ્યું. લોહીભર્યા હાથે ઇમામે આકાશ તરફ જોઇ ફરમાવ્યુ, "હે અલ્લાહ! આ કોમે મારી સાથે જે કર્યું એ તું જોય છે." હજી મોઢું સાફ પણ કરી શકયા ન હતા એવામાં એક બીજું તીર છાતીમાં લાગ્યું આ તીર પછી ઇમામે ફરમાવ્યું, "**બિસમિલ્લાહિ વબિલ્લાહિ વઅલા મિલ્લતિ રસુલિલ્લા**" એ પછી આકાશ તરફ જોઇને ફરમાવ્યું, "પરવરદિગાર! તું સારી રીતે જાણે છે કે આ લોકો એવા માણસને કત્લ કરી રહ્યા છે જે એકલોજ પૃથ્વી ઉપર તારા પૈગમ્બરનો પુત્ર છે." એ અરસામાં સાલેહ ઇબ્ને વહબે એક તલ્વાર માથા પર લગાવી અને એ જખ્મથી પૈગમ્બરના નવાસા જમીન ઉપર આવ્યા–

**બુલંદ મરતબા શાહી ઝે સદરે ઝીં ઉફતાદ,**
**અગર ગલત ન કુનમ અર્શ બર ઝમીં ઉફતાદ.**

આ સ્થિતિ જોઇ હ૦ ઝયનબ ખાતુન હરમમાંથી બહાર દોડી આવ્યાં અને ફર્યાદ કરવા લાગ્યા, "વા અખાહ, વા સય્યદા, વા અહલબયતાહ લૈતસ્સમાઉ તુબિકત અલલઅર્ઝ" અને પછી ઉમરેસા'દને સંબોધીને ફરમાવ્યુ, "અય ઉમર ઇબ્ને સાદિન, યુકતલુ અબુઅબ્દિલ્લાહ વ અન્ત તન્ઝુર ઇલયહિ." કેમ હે ઇબ્નેસા'દ! પૈગમ્બરના નવાસા કત્લ થઈ રહ્યા છે અને તુ એમની તરફ જોતો ઉભો છે! આ એવા અસરકારક શબ્દો હતા કે ઉમરેસા'દ મોહું ફેરવીને ઝારોકતા રડી પડયો.

**અબ્દુલ્લાહ ઇબ્ને હસનની શહાદત.**

ઇમામની આ સ્થિતિ જોઇ ઇમામે હસનનો સૌથી નાનો પુત્ર અબ્દુલ્લાહ બહાર દોડી આવ્યો. હ૦ ઝયનબ ખાતુન સલામુલ્લાહે અલયહાએ તેનો હાથ પકડી લીધો પણ તેણે હાથ છોડવી લીધો, ઇમામે દુરથી આ સ્થિતિ જોઇ ત્યારે બહેનને બુલંદ અવાજે કહ્યું, "હે બહેન! એને આવવા દેતા નહીં." હ૦ ઝયનબ ખાતુને તેને અટકાવવા ઘણા પ્રયત્ન કર્યા પરંતુ તે "લા વલ્લાહિ લા ઉફારિકુ અમ્મી" ("નહી નહીં વલ્લાહ હુ મારા કાકાથી જુદો પડીશ નહી") કહેતો મયદાન તરફ દોડી ગયો."

આ વખતે અબહર ઇબ્ને કઅબ ઇમામને કત્લ કરવાના ઇરાદાથી તલ્વાર ખેંચીને વાર કરવા જતો હતો. અબ્દુલ્લાહે તેને કહયું, "યબનલ ખબીસહ! તું મારા કાકાને કત્લ કરે છે?" એટલુ કહીને તેના ઘા આડે પોતાના હાથ નાંખી દીધા. અબ્દુલ્લાહનો જમણો હાથ ખભા પાસેથી કપાઈ ગયો. ઇમામ તેને છાતી સાથે ચાંપી લીધો અને ફરમાવ્યું, 'હે મારા ભાઇના ફરઝંદ! સબ્ર કર, એમાં આપણી ભલાઇ છે. અલ્લાહ તને જલ્દીથી તારા પિતા પાસે બોલાવી લેશે." હજી ઇમામના આ શબ્દો પૂરા થયા ન હતા એટલામાં હરમલાના એક તીરથી એ બાળક ઇમામનાં ખોળામાંજ શહીદ થઇ ગયો.

## ઇમામની શહાદત

આ મુસીબત કે એવી હતી કે ઇમામ બેહોશ થઇ ગયા. ઇમામની બેહોશીનો લાભ લઇને ઉમરેસાદે જલ્દીથી પોતાનું કાન આરોપી લેવાનો ઇરાદો કર્યો. માલિક ઇબ્ને બશર આગળ વધ્યો અને ઇમામને એક તલ્વાર લગાવી. ઇમામે આંખો ઉઘાડી અને ફરમાવ્યું, "તારા જમણા હાથથી તુ કદી ખાઇપી શકશે નહી અને કયામતના દિવસે અલ્લાહ તને ઝાલિમોમાં મહશુર કરશે."

ઝરઆ ઇબ્ને શરીક આગળ વધ્યો અને એણે પણ ઇમામ ઉપર તલ્વારનો એક વાર કર્યો. આવી સ્થિતિમાં પણ ઇમામે તલ્વાર ઉપાડી લીધી અને તેને પરલોક પહોંચાડયો. એ પછી આકાશ તરફ જોઇને કહ્યું, "હે અલ્લાહ! તારા ફરમાન ઉપર સબ્ર. તારા સિવાય કોઇ મા'બુદ નથી."

હવે શત્રુઓ વધારે બહી ગયા. શિમ્રે જોયું કે કે ફરેબ કરવો જોઇએ. એથી પોતાના સાથીઓને પોકારીને કહેવા લાગ્યો, "આ સાવ ઝખ્મી થયેલો માણસ કરી શું શકશે. ચાલો અગ્નિ લઇ લ્યો, આપણે એના અહલેબયતને તંબુઓ સાથે બાળી નાંખીએ." આ શબ્દો સાંભળી ઇમામે ફરમાવ્યું, "હે ઝિલજવશનના પુત્ર! તું પૈગમ્બરના અહલેબયતને બાળવા માટે લોકોને આમંત્રણ આપે છે! અલ્લાહ તને જલ્દી જહન્નમના અગ્નિમાં બાળશે."

મકતલે અબુમખ્નફમાં છે કે ત્યાર પછી શીશ્ર ઇબ્ને રૂબઇ આગળ વધ્યો. ઇમામે આંખો ઉઘાડી ઇમામની આંખો જોતાંજ તે નાસી ગયો અને બોલ્યો, "મઆઝલ્લાહ! અલ્લાહ હુસયનના ખુનથી બચાવે." સિનાને તેને આમ નાસી આવવાનું કારણ પૂછયું. તે બોલ્યો, વલ્લાહ! મેં જોયું તો મને ઇમામની આંખો બરાબર પૈગમ્બરની આંખો જેવી લાગી." આખરે સિનાન ઇબ્ને અનસ આગળ વધ્યો અને તે પણ નાસી આવ્યો. વસ્તુસ્થિતિ જોઇ શિમ્ર આગળ વધ્યો અને ઇમામની છાતી ઉપર આવી બેઠો.

વાતચીત પછી નમાઝની સ્થિતિમાં એ પાપીએ ગરદન પછળથી ઇમામને શહીદ કર્યા. **ઇન્ના લિલ્લાહિ વ ઇન્ના ઇલયહિ રાજઉન.**

# ખંડ ત્રીજું.

## ઈમામનુ માથું નેઝા ઉપર—

ઈમામના ગળા ઉપર ખંજર ફેરવતી વખતે શિમ્ર કહેતો હતો કે 'હું તમને કતલ કરી રહ્યો છું અને ખાત્રીથી જાણું છું કે તમારા પિતા મનુષ્યોમાં સૌથી શ્રેષ્ટ અને પૈગમ્બરના જમાઇ થાય છે છતાં હું તમને કતલ કરીશ. જો કે હવે હું જાણું છું કે એ પછી તરત મને સખત પસ્તાવો થશે અને મારૂં આ કામ મને નર્કમાં ખેંચી જશે."

અલ્લામાં ઇસ્ફ્રાએની લખે છે કે "ઇમામનું માથું કાપીને તેણે ખવલી બિન યઝીદને સોંપ્યું. ખવલી એ એને ભાલા ઉપર બુલંદ કર્યું અને ત્રણ વખત જોરથી અલ્લાહો અકબર પોકાર્યો. એ વખતે ભયંકર ધરતીકંપ થયો અને સખત તોફાની પવન ફુંકાવા લાગ્યો. થોડા વખતમાં સર્વત્ર અંધકાર છવાઇ રહ્યો. સૌને લાગ્યુ કે ન્યાયનો દિવસ પાસે આવી પહોચ્યો હતો."

## લાશની પાયમાલી.

આટલેથીજ એ પાપીઓ સંતોષાયા નહીં. ઉમરના કેટલાક સિપાહો ઇમામની લાશ પાસે આવ્યા અને હથયાર, પાઘડી અને વસ્ત્રો સુધાં લુંટી ગયા. ઇતિહાસકારોએ આ લુંટ ચલાવનારાઓનાં નામો આપ્યા છે. અલ્લામાં ઇસ્ફ્રાએની લખે છે કે છેવટે ઇમામના હાથમાં એક વીંટી રહી ગઇ. ઇબ્ને મુસ્લિમે કસબી એ લઇ લેવા આગળ વધ્યો ઘણુંએ જોર કર્યા છતાં વીંટી આગળીમાંથી નીકળી નહીં ત્યારે તેણે તલ્વાર વડે

આંગળી કાપી નાખીને વીંટી લઇ લીધી.

ઉમરેસાદ પાસે ઈમામનુ માથું લાવવામાં આવ્યું ત્યારે તેણે મોટા અવાજે પોતાના સિપાહોને કહ્યું, "તમારામાં એવો કોણ છે કે જે ઘોડાઓની ટાપો હેઠળ હુસયનની લાશને ખુંદી નાખે."

"દસ માણસો એ આજ્ઞા પાળવા બહાર આવ્યા" અલ્લામાં તબરી લખે છે, "અને તરતજ પોતાના ઘોડાઓ ઉપર સવાર થઇને હુસયનની લાશને એકદમ પાયમાલ કરી નાખી." નાસિખુત્તવારીખના કર્તા અને બીજા ઇતિહાસકારોએ એ દસે માણસોના નામ આપ્યા છે. લાશ પાયમાલ કર્યા પછી એ દસમાંનો એક અસીદ ઇબ્ને માલિક ઉમરેસાદ પાસે આવી આ પ્રમાણે રૂપ્ર કરવા લાગ્યો, "અમે છીએ હુસયનની લાશને પાયમાલ કરનારા અને એને અમારા ઘોડાઓના પગ તળે છુંદી નાંખનારા."

**મયમુન.**

શહાદત પછી ઇમામનો ઘોડો લાશ પાસે આવ્યો એ વખતે ઇમામના શરીર ઉપર માથું ન હતું. આ જોઇને વફાદાર ઘોડો વિલાપ કરતો ઇમામની લાશની આસપાસ ફરવા લાગ્યો અને જમીન સાથે પોતાનું કપાળ અફાળવા લાગ્યો. આ ઘોડાનું નામ મયમુન હતું.

મયમુન ઘણો ચાલાક અને પાણીદાર ઘોડો હતો. ઉમરેસાદને એની લાલચ થઈ આવી અને તેણે પોતાના સિપાહોને પકડી લાવવા મોકલ્યો મયમુને ઉમરના સિપાહોને આવતા દીઠા ત્યારે મોટેથી હણહણવા લાગ્યો અને ભારે તોફાની થયો. સિપાહોએ એને પકડવાના ઘણા પ્રયત્નો કર્યા પરંતુ વ્યર્થ આ તોફાનમાં એણે પપ માણસોને સખત રીતે ઘાયલ કર્યા. આ જોઇ ઉમરેસાદ પોકારી ઉઠયો. એને મુકી આપો, જોઉં? એ શું કરવા માંગે છે." હુકમ થતાંજ બધા સિપાહો દુર ખસી ગયા.

સિપાહો દુર થયા ત્યારે મયમુન ઇમામની લાશ પાસે આવ્યો અને ભારે દુઃખક સાદે હણહણવા લાગ્યો. પછી ઇમામના લોહીથી પોતાનાં

કપાળને રંગીન કરી અહલેબયતના તબુઓ તરફ દોડી ગયો

મયમુનનો અવાજ સાંભળી હુસયનના ખાતુન બહાર દોડી આવ્યા અને ઘોડાનુ ઝીન ખાલી જોઈને વિલાપ કરતા બોલ્યા, "વા કતીલાહ, વા ગુર્બતાહ, વા હુસયનાહ" અને ઝારોકતાર રડવા લાગી. એ વખતે ઘોડાને સંબોધીને ઝયનબખાતુને આ અસ્આર પડયા

અર્થાત હે મયમુન! જા પાછો જા, અમારી પાસે આવીને શુ કરશે? તારા સવારને કયા મુકી આવ્યો? હે મયમુન! અમને કહે કે પેગમ્બરના દોહિત્ર કયા છે જેઓ દુ:ખ અને પરિક્ષણ વખતે અલ્લાહની મરજીને આધિન રહેનારા અને ધીરજ રાખનાર હતા? હે મયમુન! તે હુસયન સાથે બેવફાઈ કરી અને તેમને શત્રુઓમા એકલા છોડી આવ્યો. હે મયમુન! હુસયનને છોડીને તુ એકલો અમારી પાસે શા માટે આવ્યો છે? અને હવે અમારા તબુઓ પાસે અવાજ આપતો ફરે છે. હે માના જાઈ! આપની કતલ પછી હવે અમારો કોણ મદદગાર થશે અને દુન્યામા કોણ અમારી હિમાયત કરશે? ખરેખર! આજે મારી બધી આશાઓ તુટી પડી અને સર્વ ઇરાદાઓ ભાંગી પડયા

## તબુઓ લુંટાયા

ઇમામની લાશ પાયમાલ કર્યા પછી હજી એ પાપીઓને કઇ કરવાનુ બાકી હતુ? લાશને લુંટયા પછી ઉમરના સિપાહીઓએ ઇમામના તબુઓ તરફ રૂખ કર્યો અને હરમે પાકમા આવીને લુંટ ચલાવવા માંડી જેને જે ચીજ હાથ લાગી તે તેણે કબ્જે કરી. જવેરાત, કપડા અને સરસામાન બધી વસ્તુઓ લુંટી લેવાઈ. એ લોકો એટલા બધા નિર્દય હતા કે નાના નાના બાળકોના કાનના એરીંગ ઉતારીને નહીં પણ કાન ચીરીને ખેંચી લેતા હતા. નાના નાના બાળકો ફરયાદ કરતાં અહીંતહીં ઘબરાટમા દોડી જતાં અને પોતાની સાહ્બેનોના ખોળામા જઈ ભરાઈ જતા

આખરે એ પાપીઓના નિર્દય હાથો અહલેબયતની પાક ખાતુનોની

ચાદરો સુધી પહોંચી ગયા. એ પાક ખાતુનો ફરયાદ કરતી રહી ગઇ.

લુટ ચલાવતી વખતે એ પાપીઓએ જે નિર્દયતા વાપરી છે એનું વર્ણન ખરેખર અશક્ય છે. નીચે માત્ર એક બનાવ મકતલે અબુઉફ્સ્રીકમાંથી રજુ કરવામાં આવે છે:—

"હ૦ ઝયનબખાતુન ફરમાવે છે કે ઉમરનાં સિપાહી અમારા તંબુમાં ઘુસી આવ્યા અને બધો સરસામાન લુંટી લીધો. એક ભુરી આંખવાળો પુરૂષ ઇમામ ઝયનુલઆબેદીન અલયહિસ્સલામ તરફ આગળ વધ્યો. હઝરત તાવના જોરથી નિર્બાન સ્થિતિમાં એક ચામડા ઉપર સુતા હતા. તેણે જોરથી ચામડું ખેંચી લીધું અને ઇમામને જમીન ઉપર છોડી ચાલતો થયો પછી તેણે મારી ચાદર ઝુંટવી લીધી અને મારા એરીંગ એવી રીતે ખેંચી લીધા કે મારા કાન ચીરાઈ ગયા અને લોહી વહેવા લાગ્યું."

ખવલી ઇબ્ને યઝીદે અસ્બહી ઇમામ ઝયનુલ આબેદીન પાસે આવ્યો અને એમને કત્લ કરી નાખવાનો ઈરાદો કર્યો. આ જોઇ બધી ખાતુનો ઝારોકતાર રડવા લાગી હ૦ ઉમ્મેકુલસુમ સલામુલ્લાહે અલયહા ભાણેજ પાસે દોડી આવ્યાં અને શત્રુઓને સંબોધીને બોલ્યાં, "જો એમને કત્લ કરવાનો ઈરાદો હોય તો સૌથી પહેલાં અમને કત્લ કરી નાંખો." આ સાંભળી તેઓમાંના એકે કહ્યું, "આ જવાન બીમાર છે, એની કત્લ યોગ્ય નથી."

આગ.

એ વખતની અહલેબયતની ખાતુનોની બેકરારી ખરેખર કલ્પનામાંયે આવી શકતી નથી. સ્હવારથી સ્હાંજ સુધી તેઓના બધા સગાસ્નેહીઓ સામે તરસ્યા ઝિબ્હ કરી નાંખવામાં આવ્યા હતા હવે તેઓની સહાય કરનાર કોણ હતું? ઘરબાર, સરસામાન, ઝવેરાત અને ચાદરો સુધાં લુંટાઇ ગઇ હતી માત્ર ખાલી તંબુઓ બાકી રહી ગયા હતા જેમાં તેઓ પોતાના પ્યારાઓને યાદ કરીને દુઃખના અશ્રુઓ સારી રહી હતી. શત્રુઓથી એ

પણ ન જોવાયું. ઉમરેસાદે તંબુમાં આગ લગાડી દેવાની આજ્ઞા કરી. આજ્ઞા થતાંજ તંબુઓ સળગાવી નાખવામાં આવ્યા.

હોતે હી શામ આગ લગાદી ખિયામમે

ગરીબ દુઃખી સ્ત્રીઓ, નાના નાના બાળકો સાથે એક તંબુમાંથી નીકળીને બીજા તંબુ તરફ આશ્રયની શોધમાં દોડી જતી હતી પણ તેઓને ક્યાંયે અમાન મળતી ન હતી. નાના નાના બાળકો "વા હુસયનાહ! વા મોહમ્મદાહ"! ની ફરયાદ કરતા જ્યાં માર્ગ મળતો ત્યાં દોડી જતાં હતાં. હ૦ ઝયનબ ખાતુન સૌને લાવીને એક જગાએ એકઠા કરતાં હતાં. એક બાળકનાં શરીર પરના વસ્ત્રો સુધાં સળગી ગયાં.

પૈગમ્બરના કુટુંબની સ્ત્રીઓની આ કરૂણ દશા જોઇને શત્રુઓમાંથી કોઇને જરાએ શરમ ન આવી પરંતુ બક્ર ઇબ્ને વાએલ કબીલાના એક સિપાહીની સ્ત્રી આ દેખાવ જોઇ બેચેન થઇ ગઇ અને પોતાના કબીલાવાળાઓને પોકારતી દોડી આવી, "હે બક્ર ઇબ્ને વાએલના કબીલાવાળાઓ! તમને શું થઇ ગયું છે કે પૈગમ્બરની દીકરીઓ લુંટાઈ રહી છે અને તેઓના તબુઓ સળગાવી નાખવામાં આવ્યા છે અને તમે બેશરમ બની જોઇ રહ્યા છો! ખરેખર, અલ્લાહ સિવાય કોઇનો હુકમ પાળવા લાયક નથી. તમે શા માટે એનો બદલો નથી લેતા?" એ વખતે તેનો ધણી તેને બળાત્કારે પોતાના તંબુમાં ઘસડી લઈ ગયો.

અગ્યારમી તારીખની આખી રાત પૈગમ્બરના કુટુંબની પાક બીબીઓએ એ વીરાન જંગલમાં આકાશ હેઠળ કેવા દુઃખમાં વિતાડી હશે એ કહેવાની ભાગ્યેજ જરૂર હશે. પણ એટલું કહ્યા વગર નથી રહેવાતું કે આખી રાત સૌએ જાગતાંજ વિતાડી. હૃદયના હજારો ઘા ઉપરાંત હજી સુધી નાના નાના બાળકો સાથે તેઓ સૌ તરસ્યાંજ હતાં.

**કત્લગાહ પાસેથી.**

સવાર થતાંજ એ ખાતુનોને કેદ કરીને ઉમરના સિ...

કરવાનો ઇરાદો કર્યો. એ વખતે હ૦ ઝયનબ ખાતુન સલામુલ્લાહે અલય-હાએ ઉમરેસા'દને કહ્યું, "હે ઇબ્નેસાદ ! તુ અમને શા માટે કેદ કરે છે?" તેણે ઉત્તર વાળ્યો, "હું તમને ઓબયદુલ્લાહ ઇબ્નેઝિયાદ આગળ લઇ જઇશ." હઝરત ઝયનબખાતુને ફરમાવ્યુ; "જો તું અમને કેદ કરીને લઇજ જવા માંગતો હોય તો મારી એટલી વિનંતિ કબુલ કર કે અમને કત્લગાહ પાસેથી લઈ ચાલ જેથી અમે અમારા સ્નેહીઓને છેલ્લા વખત માટે વિદા કરી લઇએ." તેણે એ વિનંતિ સ્વીકારી અને અહલેબયતનો લુંટાયલો કાફલો કત્લગાહના માર્ગે રવાનો થયો.

જ્યારે કત્લગાહ પાસેથી પહોંચ્યા ત્યારે બધી સ્ત્રીઓ ઝારોઝાર રડવા લાગી અને કેટલીક ખાતુનો તો ઉંટ ઉપરથી નીચે પછડાઇ પડી. એ વખતે હઝરત ઝયનબખાતુન અને હ૦ ઉમ્મેકુલ્સુમે કેટલાક અસ્આર પઢ્યા હ૦ ઉમ્મેકુલ્સુમ સલામુલ્લાહે અલયહાના કેટલાક અસ્આર અમે અહીં રજુ કરીએ છીએ,

"હે ભાઈ! તમે જાણો છો કે યુદ્ધ વખતે કેદીઓને કેદ કરે છે તેવી રીતે શત્રુઓએ અમને કેદ કરી લીધા. હે ભાઇ! તમેજ મારા મકસદ અને તમેજ મારી મુરાદ હતા. તમને કત્લ કરીને આ લોકોએ મારો પ્રાણ જકડી નાખ્યો છે. હે મારી આંખના પ્રકાશ! અજોડ ધીરજ રાખનારા! શત્રુઓ તમને કત્લ કરવા માંગતા હતા અને તેઓ પોતાના મનોર્થમાં ફળીભુત થયા, હે ભાઈ! તમે પૈગમ્બરના દોહિત્ર અલી અને ફાતિમાના પુત્ર અને સત્યપંથ સુઝાડનારા હતા, છતાં તમારૂં માથું નેઝા ઉપર બુલંદ કરવામાં આવ્યું. અને આ ઝાલિમો પૈગમ્બરના કુટુંબીજનોને કેદીઓની જેમ ખેંચી લઇ જાય છે અને તેઓના શરીરને ભાલાઓથી ઇજા પહોંચાડે છે. હે ભાઇ! તમને કત્લ કર્યા પછી આ લોકો એટલાં બધા નિર્ભય થઇ ગયા છે કે આમારૂં અપમાન કરે છે અને ભાલાની અણીઓ ભોંકે છે અને પૈગમ્બરનો કૈં પણ લિહાઝ કરતા નથી. આ

ઝાલિમોએ હ૦ ફાતિમા સલામુલ્લાહે અલયહાના હૃદયને આઘાત પહોંચાડયો હ૦ પૈગમ્બર સાથે હસદથી વર્ત્યા, હઝરત અલીને દુઃખી કર્યા. અને તમને અને તમારા બધા સાથીઓને કત્લ કરી નાખ્યા. હે ઇબ્નેસા'દ! તે ઘણું ભયકર કામ કર્યું અને ખરેખર ન્યાયના દિવસે અલ્લાહ તને એની સખત શિક્ષા કરશે. ન્યાયના દહાડે જ્યારે બધા બદલાઓ એકઠા કરવામાં આવશે ત્યારે તેઓ સૌની વચ્ચે અલ્લાહ અમારી અને તમારી વચ્ચે ઇન્સાફ કરશે"

એ પછી સ્ત્રીઓ અને બાળકોને બળાત્કારે તેમના સ્નેહીઓની લાશોથી વિખુટાં પાડવામાં આવ્યાં, પોતાના સિપાહોના શબ દફન થઇ ગયા એટલા વખત સુધી ઉમરેસાદ કરબલામાં થોભ્યો અને પછી કુફા તરફ રવાનો થયો,

સૌની આગળ શહીદોના માથાં ભાલા ઉપર બુલંદ કરેલાં હતાં. એ પછી ઇમામ ઝયનુલઆબેદીનનો ઉંઠ હતો. હઝરતના ગળામાં ભારે તૉક અને પગમાં લોખંડી સાકળો હતી એ પછી કજાવા અને મહેમિલ વગરના ઉંટો ઉપર સ્ત્રીઓને બેસાડવામાં આવી હતી. સ્ત્રીઓના ઉંટ પછી ઘોડેસવારો હતા અને તેઓની પાછળ પ્યાદા સિપાહો ગોઠવવામાં આવ્યા હતા.

કત્લગાહ પાસેથી આ લુટાયલો કાફલો જ્યારે આગળ વધવા લાગ્યો ત્યારે હઝરત ઝયનબખાતુને આ શબ્દો ફરમાવ્યુ, "હે જગત ઉપર આશિર્વાદરૂપ આવેલા પેગમ્બર! તમારી દીકરીઓ કેદ કરવામાં આવી અને તમારા કુટુંબીજનો કત્લ કરી નાખવામાં આવ્યા અને તેઓની લાશો દફન કરનાર કોઇ નથી. હે નાના! આ તમારો વ્હાલો પુત્ર બળતી રેતી ઉપર પડયો છે અને તેનુ માથુ ભાલા ઉપર બુલંદ છે. તેના હથયારો અને તેના વસ્ત્રો સુધાં શત્રુઓ ઉતારી ગયા તેના બધા સ્નેહીઓ અને મિત્રો એક દહાડામાં કત્લ કરી નાખવામાં આવ્યા, તેના તબુઓ લુટાયા અને બાળી નાંખવામાં આવ્યા. હે નાના! આ લોકોએ તમારા વ્હાલા પુત્રને ગરદન પાછળથી કત્લ કર્યો .અને છેવટ સુધી તેને પાણીનં

એક ટીપું આપ્યું નહીં."

ઝયનબ ખાતુનની આ ફરયાદ સાંભળી ઉમરેસા'દના ઘણાખરા સિપાહો રડી પડયા. તેણે તરતજ આગળ વધવાની આજ્ઞા કરી અને સૌ કુફા તરફ રવાના થયા

**અહલેબયત કુફામાં–**

અહલેબયત કેદ થઈ આવવાના સમાચાર ઇબ્નેઝિયાદને મળ્યા ત્યારે તેણે આખા શહેરમાં મુનાદી ફેરવી કે, "શરીરે શસ્ત્ર સજીને કોઈ બહાર નીકળે નહીં અને પોતાની સાથે કોઈ પણ હથયાર રાખે નહીં." ત્યાર પછી તેણે શહેરના દરેક મહોલ્લાએ ઉપર પહેરો રાખવા માટે દસ હજાર સિપાહો મોકલ્યા. શહેરમાં આમ વ્યવસ્થા કર્યા પછી તેણે શાહી મહેલ શણગારવાની આજ્ઞા કરી.

બીજે દિવસે ઉમરેસાદ ભારે જાહોજલાલીથી પોતાના સિપાહો સાથે શહેરમાં દાખલ થયો કેદીઓ આવવાના સમાચાર જાણીને શહેરના લોકો તમાશો જોવા બહાર દોડી આવ્યા, મિત્રો અને શત્રુઓની ભારે મેદની જામી. કેદીઓ પૈગમ્બરના કુટુંબીજનો હતા એનીયે કેટલાકોને જાણ ન હતી. અહલેબયતના પસાર થવાના માર્ગો પુરુષોથી ભરાયલા હતા. સ્ત્રીઓ તમાશો જોવા માટે ઘરની અગાસીઓ ઉપર ચઢી આવી હતી. કેટલીક સ્ત્રીઓ તો પોતાના નાના નાના બાળકો ઉપરથી સદકો કરીને ખજુર અને રોટલીઓ અહલેબયતના બાળકો ઉપર ફેંકતી હતી. નિર્દોષ ભુખ્યા બાળકો એ મોંઢામાં રાખી લેતા હતા. હઝરત ઉમ્મેકુલ્સુમ એ ચીજો બાળકો પાસેથી લઇને નાંખી દેતાં હતાં અને એ ફેંકનારાઓને સંબોધીને કહેતાં હતાં "હે કુફાવાસીઓ! અમે પૈગમ્બરના અહલેબયત છીએ. અમારી ઉપર સદકો હરામ છે."

આ લુંટાયેલા કાફિલાનો દેખાવ કે એટલો બધો કરૂણ અને દુઃખજનક હતો કે જોનારાઓ સૌ રડી પડતાં હતાં. કુફીઓ હવે પોતાના કર્યા ઉપર

પસ્તાવો કરવા લાગ્યા. પૈગમ્બરના કુટુંબીજનોની આવી દુર્દશા જોઇને સૌને લાગી આવ્યુ અને સૌની આંખોમાંથી અશ્રુઓ વહેવા લાગ્યા. આ સ્થિતિ જોઇને હઝરત ઇમામ ઝયનુલઆબેદીન અલયહિસ્સલામે તેઓને સંબોધીને ફરમાવ્યુ, "જ્યારે તમે લોકો અમારા દુઃખો ઉપર વિલાપ કરો છો તો એ તો બતાવો કે અમને કત્લ કરનારા કોણ હતા?"

સહલ કહે છે કે મે મારી નજરે નજર જોયુ કે એ ચાલબાજો પયગમ્બરના કુટુંબીજનોને તુર્ક અને દયલમના કેદીઓની જેમ લઇ જતા હતા. તમાશો જોનારાઓની ભારે મેદની જામી હતી. સ્ત્રીઓ અગાસીઓ ઉપર ચઢીને આ કરૂણ દેખાવો જોઈ રહી હતી તેઓમાંથી એકે પુછ્યુ, 'તમે લોકો કઇ કોમના કેદીઓ છો?"

હઝરત ઝયનબ ખાતુને ઉત્તર વાળ્યો, "અમે આલેમોહમ્મદ છીએ."

**૯૦ ઝયનબખાતુનનો ખુત્બો**

બશર ઇબ્ને જઝીમ કહે છે કે એ વખતે તમાશો જોનારાઓને સંબોધીને હઝરત ઝયનબ ખાતુન સલામુલ્લાહે અલયહાએ બુલંદ અવાજે આ ખુત્બો પડયો:

"સર્વ સ્તુતિ સકળ જગતના રબ માટે હજો. હે કુફાવાસીઓ! હે છળકપટ રચનારાઓ! તમે અમારાં દુઃખો ઉપર વિલાપ કરો છો એ છતા કે હજી તમારા તરફથી અમારી ઉપર સિતમો ચાલુજ છે તમે એવી સ્ત્રીઓ જેવાં છો જેઓ ઉત્તમોત્તમ વસ્ત્રો વણે અને પછી એ છિન્નભિન્ન કરી નાખે, કારણ કે અલ્લાહને વચમાં રાખીને તમે જે જે પ્રતિજ્ઞાઓ કરી હતી એ બધી તમે તોડી નાંખી. ખરેખર તમે ખુશામદીયાઓ, ચાડીખોર જુઠું બોલનારા અને પ્રપંચ કરનારા છો. તમે એવી ચાંદી જેવા છો કે જે ખાવાના ઉપયોગમાં આવતી નથી. અને જેના વાંસણોમા ખોરાક લઇ શકાતો નથી ખરેખર તમે ભૌતિકતા પાછળ આંધળા બની ગયા અને પોતાના માટે નર્કમાં જગા કરી રાખી. અમને કત્લ કર્યા પછી હવે તમે

આમારી ઉપર રડો છો! હા, રડો અને ખુબ રડો કારણ કે તમે એ લાયક છો ઘણુ રડો અને ઓછુ હસો, કેમકે તમે એવા ભયંકર કલંકની ટીલી તમારા માથે લીધી છે કે ન્યાયનાં દિવસ સુધી એ કોઇ પણ રીતે ધોઇ શકાશે નહીં તમેજ કહો કે એ કલંક કેવી રીતે દુર થઇ શકશે? કારણ કે તમે તમારા પૈગમ્બરના પ્યારા ફરઝંદનું લોહી વહાવ્યું છે! તમે એવા મહા પુરૂષને કત્લ કર્યા છે જેઓ જન્નતના જવાનોના સરદાર હતા, જેઓ યુદ્ધક્ષેત્રમાં તમારા રક્ષક હતા, જેઓ તમારી આપત્તિઓ પોતાના શિરે લઈ લેનારા બુદ્ધિબળ અને જ્ઞાનના પોષક, તમારી સચ્ચાઇના નિશાન અને દુન્યા અને આખેરતના બધા માર્ગોમાં તમને સત્યપથ સમજાવનારા હતા. હે કુફાવાસીઓ! તમે ભયંકર અપરાધ કર્યો અને મહાભારે જોખમદારી પોતાના શિરે લઇ લીધી છે. ખરેખર કયામતના દિવસે તમે સખત નુકસાન ઉઠાવનારા હશો. તમે પોતે પોતાના વિનાશનું કારણ બન્યા છો અને ખરેખર હવે તમે તરત-માંજ અલ્લાહ તરફથી સખત શિક્ષા ભોગવનાર બનશો. અફસોસ છે તમારી ઉપર! તમે જાણો છો કે તમે તમારા પૈગમ્બરના કયા પુત્રને શહીદ કર્યા છે? અને પૈગમ્બર સાથેના તમારા કયા કરારનો તમે ભંગ કર્યો છે? તમે જાણો છો કે તમે કોના હરમે પાકની સ્ત્રીઓને કેદ કરી છે અને કોની સાથે આ અપમાન ભરી રીતે વર્તયા છો?

"તમને ખબર છે કે તમે કોનું અપમાન કર્યું છે અને કોનું લોહી વહાવ્યું છે? તમારી આ નિર્દયતાથી આકાશમાંથી લોહી વર્ષે એમાં જરાય આશ્ચર્ય નથી. આગાહ થાઓ કે તરતમાંજ તમે સર્વ શકિતમાન અલ્લાના અઝાબમાં સપડાશો. એમાં થતી આ ઢીલ ઉપર તમે રખે ફુલાઇ જતા! ખરેખર, અલ્લાહનો ન્યાય અખંડિત છે અને ઇન્તેકામના કામોમાં તે ઉતાવળ કરતો નથી. વખતના વહી જવાનો તેને ભય કે પસ્તાવો હોતો નથી કેમકે તે સકળ જગતનો માલેક છે. તેની કુદરતની

બહાર કંઈજ નથી."

એ પછી તરતજ હઝરત ઝયનબખાતુને નીચેની લીટીઓ ફરમાવી –

"તમે શું જવાબ આપશો જ્યારે પૈગમ્બર તમને પૂછશે કે તમે બધી પ્રજાઓમાં શ્રેષ્ઠ હોવા છતાં મારી અહલે બયત સાથે આવી નિર્દયતાથી વર્તયા કે તેઓમાંના કેટલાકને કત્લ કરી નાખ્યા અને કેટલાકને કેદ કરી લીધા ! શું મારી બધી વસીયતો અને શિક્ષણોનું આજ ફળ હતું ? ખરેખર, મને ભય છે કે આદની પ્રજા ઉપર પ્રભુનો જે કોપ ઉતર્યો એ કયાંક તમારી ઉપર ન ઉતરે."

બશર બિન હઝીમ કહે છે કે 'હ૦ ઝયનબખાતુનનો આ ખુત્બો સાંભળનારા સૌ પોકેપોક રડી પડયા. કઠોર કુરૈશીઓના હૃદયો પાણીપાણી થઈ ગયાં અને તેઓને સખત પશ્ચાતાપ થવા લાગ્યો. મારી પાસે એક વયોવૃદ્ધ માણસ ઘણીજ બેચેનીથી રડી રહ્યો હતો તેની આંખોમાંથી મુસળધાર પાણી વહી રહ્યું હતુ. એજ સ્થિતિમા તેણે આકાશ તરફ પોતાના બન્ને હાથો ઉંચા કર્યા અને ખુત્બાના જવાબમા હ૦ ઝયનબખાતુનને સંબોધતો બોલ્યો, 'મારા માબાપ તમારી ઉપર નિસાર થાઓ ! ખરેખર, તમારા વયોવૃદ્ધ બધા વયોવૃદ્ધોમા, તમારા જવાનો બધા જવાનોમા, તમારી સ્ત્રીઓ બધી સ્ત્રીઓમાં અને તમારા બાળકો બધા બાળકોમા ઉત્તમ છે."

એજ રાવી કહે છે કે "વલ્લાહ ! આખા અરબમા હ૦ ઝયનબખાતુન કરતા વધારે સુંદર અને સરસ ઢબથી બોલનારી અમે એકે સ્ત્રી જોઈ નથી. હ૦ ઝયનબખાતુન બોલતાં હતા ત્યારે એવુ જણાતુ હતુ જાણે હઝરત અલી પોતે ખુત્બો ફરમાવી રહયા છે."

**ઇમામ ઝયનુલઆબેદીન અ૦નો ખુત્બો.**

હઝરત ઝયનબખાતુન પછી ઇમામ ઝયનુલઆબેદીન અ૦એ આ ખુત્બો ઇર્શાદ ફરમાવ્યો –

"હે લોકો! જાણનારાઓ જાણે છે અને નહીં જાણતા હોય તેઓ જાણી લે કે હુ અલી ઇબ્ને હુસયન ઇબ્ને અલી છું. હું એ પ્રભુ ભક્તનો પુત્ર છુ કે જેનું માથું ફુરાતના કિનારા ઉપર, એવી સ્થિતિમાં જ્યારે એનાં ખુનનો બદલો લેનાર કોઈ ન હતુ. ત્યારે કાપી નાખવામાં આવ્યું. હું એ વીરાત્માનો પુત્ર છુ જેના શસ્ત્રો નષ્ટ થયા, જેનો સરસામાન લુંટાયો, જેના બાલબચ્ચાઓ કેદ થયાં અને જેના પુત્રો અને સગાસ્નેહીઓ ભારે નિર્દયતાથી કત્લ થયા. અને આજ વાતો અમારા અને તેના ફખ્ર માટે બસ છે......

"શું તમે એ લોકો નથી જેઓએ પત્રો ઉપર પત્રો લખીને મારા પિતાને આમંત્રણ આપ્યું અને જ્યારે તેમણે તમારી વિનંતિ સ્વીકારી ત્યારે તમે પ્રતિજ્ઞાઓ કરી અને પછી તમેજ તેમને કત્લ કરવા તૈયાર થઇ ગયા? તેમજ તેમનું લોહી વહાવ્યું અને તેમના હરમની સ્ત્રીઓને કેદ કરી. હે લોકો! હવે ચેતી જાઓ કે અલ્લાહનો અઝાબ તરતમાંજ તમને ઘેરી લેશે. ખરેખર, તમે કેવા બુદ્ધિહિણ અને મુર્ખ છો. પૈગમ્બર ફરમાવશે કે તમે મારા બાળકોને કત્લ કર્યા અને મારા હરમની સ્ત્રીઓને કેદ કરી, જાઓ, તમે મારી ઉમ્મતમાં નથી ત્યારે તમે શું જવાબ આપશો?"

ઇમામ અહીં સુધી પહોંચ્યા ત્યારે સાંભળનારા સૌ મોટેથી રડવા લાગ્યા. ઇમામે ફરમાવ્યું, "અલ્લાહ તેની ઉપર દયા કરે, જે તેના ને તેના પૈગમ્બરના માર્ગમાં અમારી શિખામણ કબુલ રાખે! ખરેખર, અમે પૈગમ્બરના પગલે જીવન ગાળનારા છીએ."

ઇમામના આ શબ્દો સાંભળી હાજર રહેલા બધા કુફીઓ એક અવાજે પોકારી ઉઠયા, "હે પૈગમ્બરના પુત્ર! તમે ખરૂં કહ્યું, અમે સૌ તમારી આજ્ઞા પાળવા માટે તૈયાર છીએ. તમે કહેશો એમ કરીશું. તમે જેઓ સાથે યુદ્ધ કરશો તેઓની સાથે અમે પણ લડીશું અને તમે

જેઓ સાથે સુલ્હ કરશો તેઓની સાથે અમે પણ સુલ્હ કરીશુ એટલે સુધી કે તમારી ઉપર અત્યાચાર આદરનારાઓને તેઓની ઘટતી સજાએ પહોંચાડીએ."

ઈમામની આંખોમાથી અશ્રુસરિતા વહેવા માંડી અને હઝરતે ફરમાવ્યું, "અફસોસ! અફસોસ! હે બડ જગાડનાર અને દગો કરનારા લોકો! તમે અમારાથી દુર છો. પ્રતિજ્ઞાઓ તોડી નાંખવી અને વચનો નહીં પાળવા એ તમારી ટેવો છે, શુ તમારો એવો આશય છે કે મારા પિતા સાથે તમે જે કૈં કર્યું એજ અમારી સાથે કરો? વલ્લાહ, હુ કદી પણ એ કબુલ રાખીશ નહીં મારા પિતાની શહાદતનો ઘા હજી મારા હૃદયમાં તાજેજ છે. મારા ભાઈઓ અને સગા સ્નેહીઓની કરૂણ કત્લ હજી મારી આંખોમા ફરી રહી છે. એ દુઃખની કડવાસ હજી મારા ગળામા છે અને એનો ક્રોધ મારી છાતીમા પ્રસરી રહેલો છે. હવે હુ તમારી પાસેથી એટલુજ ચાહુ છુ કે ન તો તમે અમારો પક્ષ કરો તેમ ન તો અમારો વિરોધ."

શહેરમા દાખલ થવાથી લઇને દરબારમા પહોંચવા સુધી અનેક બનાવો બન્યા છે, જેમાંથૈ માત્ર ખુત્બાનો એક બનાવ ઉપર રજુ કરવામાં આવ્યો છે

### ઇબ્નેઝિયાદના દરબારમાં—

શહીદોનાં માથાઓ સાથે અહલેબયતના કેદીઓ દરબારમાં હાજર કરવામાં આવ્યા. સૌથી પહેલા ખવલી ઇબ્ને યઝીદ અને બશર ઇબ્ને માલિક ઈમામ હુસયન અલયહિસ્સલામનુ માથુ લઇને ઇબ્નેઝિયાદની સામે હાજર થયા. ખવલીની થોડીક વાતચીત પછી બશરે નીચેની લીટીઓ ઇબ્નેઝિયાદને સબોધી.

અર્થાત, "હે અમીર! સોનાને રૂપાથી મારૂં ખોળુ ભરી દે, કારણ કે મે એક ભારે ગૈરતદાર શાહના લોહીમા મારા હાથો રગીન કર્યા"

અને તે એવો હતો જેણે બાળવયમાં જન્નં ફિરશ્તાઓ તરફ પ્રભુ પ્રાર્થના કરી હતી અને જેના માબાપ બધા મનુષ્યોમાં શ્રેષ્ઠ હતા."

ઇમામ હુસયનના વખાણ પોતાના દરબારમાં એવી રીતે પોતાની સામે થતા જોઇ ઇબ્નેઝિયાદ ક્રોધમાં સળગી ઉઠયો અને તોછડાઇથી બશરને સંબોધતો બોલ્યો, 'ધિક્કાર હજો તારી ઉપર હે દ્રોહી ! જ્યારે તેના માબાપ બધા મનુષ્યોમાં શ્રેષ્ઠ હતા એવુ તું જાણતો હતો ત્યારે તેના લોહીમાં તે તારા હાથ શા માટે રંગીન કર્યા ? જા, તારા માટે મારી પાસે એ સિવાય બીજું કે ઇનામ નથી કે તને પણ હું તેઓના જ સ્થાને પહોંચાડી દઉં." તરતજ ઇબ્નેઝિયાદની આજ્ઞાથી બશરનું માથું કાપી નાંખવામાં આવ્યું અને તે પોતાના કં પણ મનોર્થ સફળ કર્યા વગર પોતાની કરણીનુ ફળ ચાખવા પરલોક ગમન કરી ગયો.

ઇબ્નેઝિયાદે ઇમામનું માથું એક તસ્તમાં રાખ્યું અને મુંછમાં હસવા લાગ્યો તેના હાથમાં નેતરની લાકડી હતી. લાકડી વડે તે ઇમામના દાંત અને હોંટ સાથે બેઅદબી કરતો જતો હતો અને કહેતો જતો હતો, "એના દાંત કેટલા બધા સુંદર છે"

પૈગમ્બરના મશ્હુર સહાબી ઝૈદ ઇબ્ને અરકમ એ વખતે દરબારમાં હાજર હતા. તેઓ ઇબ્નેઝિયાદની આ ધૃષ્ટતા જોઇને ઉશ્કેરાઇ ગયા અને તેને સંબોધીને બોલ્યા, 'એ પવિત્ર હોંટ પાસેથી તારી લાકડી હટાવી લે. એ અલ્લાહના સોગન પુર્વક કહું છું કે જેના સિવાય બીજો કોઇ મા'બુદ નથી કે મેં પોતે નજરો નજર પૈગમ્બરને એ પવિત્ર હોંટને ચુંબન કરતા જોયા છે, જ્યાં અત્યારે તેં તારી લાકડી રાખી છે." કહેતાં કહેતાં ઝૈદ ચોંધાર રડી પડયા,

ઇબ્નેઝિયાદ ક્રોધે ભરાયો અને બોલ્યો, "હે ખુદાના શત્રુ ! ખુદા તારી આંખોને રડાવે. જો તું વયોવૃદ્ધ ન હોત અથવા ઘડપણના લીધે તારી બુદ્ધિ ભ્રષ્ટ ન થઈ ગઈ હોત તો હું જરૂર તારી ગરદન મારવાની

આશા ફ્ત"

ઝૈદ તેની તોઝ્ઝાઇના જવાબમા ક ન કહેતા તેને બીજી વખતે આ રીતે સબોધ્યો, 'હે ઇબ્નેઝિયાદ! પૈગમ્બરની એક હદીસ સભળાવીને હુ તને ચેતવવા માગુ છુ, સાભળ! એ વખતે હુ પૈગમ્બરની મેરામા હાજર હતો હસન અને હુસયન તેઓના ખોળામા બેસ હતા અને પેગમ્બર તેઓના માથા ઉપર મમતાથી હાથ ફેરવતા જતા હતા અને ફરમાવતા હતા કે 'હે માગ પાલનહાર! આ બન્નેને અને એમના પિતાને હુ તારા હાથમા સોપુ છુ' હે ઝિયાદના પુત્ર! મને કહે કે એ બન્નેની સાથે તમે કેવી રીતે વર્ત્યા?' એટલુ કહીને ઝૈદ પાક્ષ રડવા લાગ્યા

થોડો વખત પછી તેઓ ઉઠ્યા અને દરબારમા હાજર રહેલા કુરૈશીઓને સબોધતા બોલ્યા, 'હે અરબો! હે ગુનામના ગુલામો! તમે ફસાદીના પુત્રને પસદ કર્યો અને તેના હાથમા મુસ્લિમ ઉમ્મતની લગામ એટલા માટે આપી કે તેણે પ્રજામાથી સારા સારા ને ભલા માણસોને કત્લ કરી નાખ્યા અને ફસાદીઓ અને દગાખોરોને પોતાના નોકર બનાવ્યા? અને તમે એટલા માટે તેનો વિરોધ કરતા નથી કે તે તમને સદા પરતત્ર અને ગુલામ બનાવી રાખે અને બધી વાતોમા તમારી સાથે સખ્તાઇથી વર્તે જે માણસ દગાફટકને ફરેબ મક્કરને અથવા અપમાનને પોતાનો ધધો બનાવી લે છે તેના ઉપર અલ્લાહની લાનત હજો'

મટીહ બુખારીની શરહમા મોહમ્મદ ઇબ્ને સીરીનની સનદથી લખેલુ છે કે પૈગમ્બરના મશ્હુર સહાબી અનસ માલિક પણ એ વખતે દરબારમા હાજર હતા અને ઇબ્ને ઝિયાદની આ ધૃષ્ટતા જોઇને ઝારઝાર રડી રહ્યા હતા

હિશામ ઇબ્ને મોહમ્મદ કહે છે કે હુ ઇબ્નેઝિયાદને ત્યા નજુમી તરીકે નોકર હતો મે તેને કહ્યુ કે હે અમીર! શત્રુના માથા ઉપર તારા

પગ રાખ, કારણ કે નજુમમાં એ એક સારો શુકન ગણાય છે." ઇબ્નેઝિયાદે એમજ કર્યું !

દરબારમાં અહલેબયતને કેદી તરીકે ઉભેલા જોઇને ઇબ્નેઝિયાદે કહ્યું, "એ અલ્લાહનો પાડ માનું છું જેણે તમને ઝલીલ અને કત્લ કર્યા અને તમારૂં જુઠાણું જાહેર કરી દીધું."

એના જવાબમાં હઝરત ઝયનબખાતુન સલામુલ્લાહે અલયહાએ ફરમાવ્યું, "સર્વ વખાણ એ અલ્લાહ માટે હજો જેણે પોતાના પૈગમ્બર હ૦ મોહમ્મદ સ૦ થકી અમને માનવંતા બનાવ્યા અને અમને દુન્યાના બધા પાપો અને બદીઓથી પાક રાખ્યા. નિશ્ચય, દરેક બદકાર અને ખરાબ કામ કરનારને અલ્લાહ ઝલીલ કરે છે અને તેનું જુઠાણું જાહેર કરી દે છે અને અમે એ લોકોમાંના નથી. બલ્કે એ બીજાજ છે."

આ જવાબ સાંભળી ઇબ્નેઝિયાદ સળગી ઉઠયો અને વધુ તોછડાઇથી બોલ્યો, જુઓ, ખુદાએ તમારા ભાઇ સાથે શું કર્યું !"

"મારા ભાઇ સાથે અલ્લાહે જે કર્યું એમાં મેં ભલાઇ સિવાય બીજું કંઈ જોયું નથી, કેમકે પૈગમ્બરના વંશજો એ મહાપુરૂષો છે કે અલ્લાહે તેમને પોતાની મરજીનાં સૌથી વધારે હકદાર બનાવવા માટે શહાદતની પદ્વિ આપી છે અને એથીજ એ લોકો અલ્લાહની મરજીના હકદાર થવામાં હમેશા પહેલ કરે છે. પરંતુ એ સર્વ શક્તિમાન અલ્લાહ તરતમાંજ અમને અને તમને ન્યાયના મયદાનમાં એકઠા કરશે અને બન્ને પક્ષની જબાનીઓ સાંભળશે. માટે હે મરજાનાના પુત્ર ! તુંજ વિચાર કે એ દિવસે અનંત જીવનના હકદાર કોણ થશે !"

આ શબ્દો સાંભળ્યા પછી ઇબ્નેઝિયાદનું મન તેના કાબુમાં ન રહ્યું. તે બાયલાએ હઝરત ઝયનબ ખાતુનને કત્લ કરવાનો ઇરાદો કર્યો. એ વખતે ઉમર ઇબ્ને હરિસ દરબારમાં ઉભો થઈ ગયો અને ઇબ્નેઝિયાદને કહેવા લાગ્યો, "તારી ગયરત શું સાવ જતી રહી છે ? હવે તો તું

સ્ત્રીઓ ઉપર પણ બળાત્કાર કરવા તૈયાર થઈ જાય છે." આથી તેણે પોતાનો ઇરાદો બદલી નાખ્યો પરંતુ હ૦ ઝયનબના શબ્દો તેનું હૃદય ચીરી રહ્યા હતા. આ વેરનો અગ્નિ શમાવવા માટે તેણે વધારે તોછડાઈથી કહ્યું, "હુસયન જેવા દ્રોહી અને ધર્મભ્રષ્ટ થયેલા માણસની કત્લથી અલ્લાહે અમારા હૃદયોને શફા અર્પી"

આ શબ્દો સાંભળી હઝરત ઝયનબખાતુનની આંખોમાંથી અશ્રુઓ સરી પડ્યા. પરંતુ મન ઉપર કાબુ રાખીને તેમણે ધીરેથી ફરમાવ્યું, "મારા પ્રાણના યમ! તે અમારા વયોવૃદ્ધોને મારી નાખ્યા, અમારી સ્ત્રીઓને બે પરદા કરાવી અને અમારા ફૂલગુલ અને બગીચાને જડમુળથી ઉખેડીને કાપી નાખ્યા. જો એથી હૃદયને શફા મળતી હોય તો તું શફા મેળવ."

ઇબ્નેઝિયાદે કહ્યું, "આ સ્ત્રી પોતાના પિતાની જેમ ભારે આકર્ષક અને સુંદર શબ્દોમાં વાતચીત કરે છે વલ્લાહ! અલી મોટા શાએર હતા."

"મારા શબ્દો સુંદર અને આકર્ષક હોય એમાં જરાયે આશ્ચર્ય નથી. આશ્ચર્ય તો તેની ઉપર થાય છે જે જાણે છે કે કાલે હિસાબ આપવાનું છે અને અલ્લાહ તેની પાસેથી બદલો લેશે છતાંએ તે અત્યાચાર આદરે છે અને જમાનાના ઇમામને કત્લ કરવાની આજ્ઞા આપે છે"

એ પછી ઇબ્નેઝિયાદે ઇમામ ઝયનુલઆબિદીન અલયહિસ્સલામ તરફ જોઈ પુછ્યું, "આ નવજવાન કોણ છે?"

લોકોએ કહ્યું, "એ અલી ઇબ્ને હુસયન છે."

તેણે પુછ્યું, "શું અલી ઇબ્ને હુસયનને અલ્લાહે કત્લ નથી કર્યો?"

ઇમામે અત્યંત શાંતિથી ફરમાવ્યું, "મારા એક ભાઈ હતા, જેમને અલી ઇબ્ને હુસયન કહેતા હતા. લોકોએ તેમને કત્લ કરી નાખ્યા."

તેણે કહ્યું. "લોકોએ તેને કત્લ કર્યો નથી."

ઉત્તરમાં હઝરત કુરઆનની આ આયત તિલાવત ફરમાવી. "અલ્લાહ ત્યારેજ લોકોને મારે છે જ્યારે તેઓના મૃત્યુનો વખત આવી લાગે છે અને જેઓના મૃત્યુનો વખત આવેલો હોતો નથી તેઓ પોતાની સુવાની જગામાં નિશ્ચિંત હોય છે."

આ શબ્દો સાંભળીને ઇબ્નેઝિયાદ છેડાયો અને ઇમામની બહાર લઇ જઇ ગરદન મારવાની આજ્ઞા કરી.

કત્લની આજ્ઞા સાંભળીને ૬૦ ઝયનબખાતુન બોલી ઉઠયા. "હે ઇબ્નેઝિયાદ! અમારા એટલા બધા પુરૂષોને કત્લ કર્યા છતાં હજુ તું સંતોશાતો નથી" એટલુ કહીને ઇમામના ગળામાં બન્ને હાથ નાંખી દીધા અને બોલ્યાં, "જો એમને કત્લ કરવાનોજ તારો ઇરાદો હોય તો પહેલાં મને કત્લ કરી નાંખ."

ઇબ્નેઝિયાદ બોલ્યો, "સગપણના આ સંબંધો અને કુટુંબપ્રેમ જોઇને મને આશ્ચર્ય થાય છે! જુઓ આ સ્ત્રી પોતાના ભાણેજને બચાવવા પોતે કત્લ થવાનું પસંદ કરે છે. માટે એને છોડી દયો એ જે સ્થિતિમાં છે. એ હું સારી રીતે જોઇ રહ્યો છું."

એ પછી તેણે અહલેબયતને મસ્જિદે અ્નત પાસે આવેલા એક કેદખાનામાં મોકલાવ્યાં અને તેઓ સાથે શું કરવું એ બાબતમાં યઝીદની સલાહ મંગાવી. યઝીદનો જવાબ ૨૯મી સફરે આવ્યો ત્યાસુધી અહલેબયત કુફામાં કેદી તરીકે રહ્યા.

**અબ્દુલ્લાહ ઇબ્ને અફીફ રહે૦**

એ અરસા દરમિયાન એક દિવસે મુસલમાનોની ભારે મેદની વચ્ચે ઇબ્નેઝિયાદે મસ્જિદમાં મિમ્બર ઉપર જઇને આ શબ્દોથી પોતાના ખુત્બાની શરૂઆત કરી કે, "એ અલ્લાહનો પાડ છે જેણે સચ્ચાઇ જાહેર કરી આપી અને યઝીદ અને તેના મિત્રોની મદદ કરી અને કઝ્ઝાબ ઇબ્ને કઝ્ઝાબને કત્લ કર્યો."

હજી તે આગળ વધે એ પહેલા હાજર રહેલાઓમાંથી અબ્દુલ્લાહ ઇબ્ને અરીફ ઉભા થઇ ગયા. અબ્દુલ્લાહની ડાબી આંખ જંગે જમલમાં અને જમણી આંખ જંગે સિફ્ફીનમાં જતી રહી હતી. તેમણે કહ્યુ, "હે મરજાનાના પુત્ર! કઝ્ઝાબ ઇબ્ને કઝ્ઝાબ તો તું છે અને તારો બાપ હતો અને તે છે જેણે તને અહીંનો હાકિમ બનાવ્યો છે. હે અલ્લાહના શત્રુ! તમે પૈગમ્બરની અવલાદને કત્લ કરો છો અને પછી મુસલમાનોના મિમ્બરો ઉપર • ઇને આવા શબ્દો ઉચ્ચારો છો!"

ઇબ્નેઝિયાદે પુછ્યું, "આ માણસ કોણ છે કે મારી સામે બોલવાની ધ્રષ્ટતા કરે છે.

કોઇ જવાબ વાળે એ પહેલા અબ્દુલ્લાહ પોતે આગળ વધ્યા અને બોલ્યા, "હું છું, હું છું એ વાકયો ઉચ્ચારનાર, હે અલ્લાહના શત્રુ! તું પૈગમ્બરની અવલાદને કત્લ કરે છે અને છતા પોતાને મુસલમાન પણ ગણે છે. હે પૈગમ્બરના મદદગારો અને એમની સાથે હિજરત કરનારાઓના વંશજો! અલ્લાહની દરગાહમાં ફરયાદ કરો અને આ કાફર પાસેથી બદલો લ્યો, જેને હ૦ પૈગમ્બર સ૦ એ લઇનિ ઇબ્ને લઇન કહ્યો છે."

આ શબ્દો સાંભળતાજ ઇબ્નેઝિયાદનાં શરીરમાં જ્વાળા ભડકી ઉઠી. તેણે તરતજ અબ્દુલ્લાહને કેદ કરી લેવાની આજ્ઞા કરી. પરંતુ અઝદ કબીલાના લોકો જેઓ અબ્દુલ્લાહના નજીકના સગા થતા હતા, તેઓ ઉભા થઇ ગયા અને તેમને સહી સલામત ઘરે પહોંચાડી આવ્યા. વાત ગઇગુજરી થઇ ગઇ છતાં ઇબ્નેઝિયાદના હૃદયમાંથી વેરની આગ બુઝાઇ નહીં. તેણે ફરીવાર અબ્દુલ્લાહને કેદ કરી લાવવા માટે પોતાના માણસો મોકલ્યા આ વાતની ખબર બની અઝદને પહોંચી ત્યારે તેઓ તલ્વાર લઇને બહાર નીકળી આવ્યા અને કબીલએ યમનના લોકો પણ તેઓની સહાય કરવા સાથે થયા. ઇબ્નેઝિયાદના માણસો પાછા ફર્યા થોડા વખત સુધી વાત દબાઇ ગઇ પણ આખરે ઇબ્નેઝિયાદે મોહમ્મદ ઇબ્ને અશ્અસ સાથે

બનીમિઝર કબીલાના લોકોને મોકલ્યા. આ લોકોએ અબ્દુલ્લાહના તરફદારો સામે લડાઈ શરૂ કરી. મોહમ્મદ ઇબ્ને અશ્અસના ઘણા માણસો માર્યા ગયા છતાં આખરે તેને વિજય મળ્યો અને તેણે અબ્દુલ્લાહનાં ઘર ઉપર ઘેરો નાખ્યો.

અબ્દુલ્લાહની દિકરીએ શત્રુઓના આવી પહોંચવાના સમાચાર પિતાને પહોંચાડ્યા. વયોવૃદ્ધ, પરંતુ જવાનહિમ્મત પિતાએ કહ્યું, "બેટા તો એમાં ભય શું છે. મારી તલ્વાર મને લાવી આપ."

અબ્દુલ્લાહ તલ્વાર લઇને બહાર શત્રુઓ સામે આવી પહોચ્યા.

ગરીબ અબ્દુલ્લાહ, આંખે નહીં દેખતા હોવા છતાં શત્રુઓ ઉપર બરાબર હુમ્લો કરતા રહ્યા. પિતાની આ સ્થિતિ જોઇને દિકરીને લાગી આવ્યું અને કહેવા લાગી, "કદાચ હું પુરૂષ હોત તો આજે મારા પિતાની સહાયમાં પૈગમ્બરના અહલેબૈતના શત્રુઓ સાથે બરાબર યુદ્ધ કરત." એટલું કહીને તે પિતાની પાસે આવી પહોંચી અને જ્યાં સુધી અબ્દુલ્લાહ લડતા રહ્યા ત્યાં સુધી આ નેકબખ્ત દુખ્તર કંઈ બાજુથી ઘા થતો હતો એ બરાબર પિતાને જણાવતી રહી.

છેવટે ગરીબ બીચારા અબ્દુલ્લાહ કેદ પકડાયા અને ઇબ્નેઝિયાદની આજ્ઞાથી કત્લ કરી નાખવામાં આવ્યા. ઇન્ના લિલ્લાહ......

## શામ તરફ પહેલી મનઝિલ–કરબલા

યઝીદે અહલેબયતને શહીદોનાં માથા સાથે શામ ખાતે પોતાના દરબારમાં મોકલવાનું જણાવ્યું ત્યારે ઇબ્નેઝિયાદે શિમ્ર ઝિલજવશન ઉમર ઇબ્નેસાદ અને ઝફ્ર ઇબ્ને કૈસને એક મોટી ફોજ આપીને શામ તરફ રવાના કર્યા. આ લોકો અહલેબયતની સ્ત્રીઓને લઇને ૨૦ મી સફરના દિવસે કરબલામાં આવી પહોંચ્યા અને એક દીવસ અહીં રોકાયા.

આપણે આગળ વાંચી ગયા છીએ કે ૧૧ મી મોહર્રમના દિવસે

કરબલાથી કુંચ કરતી વખતે ઇબ્નેસાદે પોતાના સિપાહોના શબો દફન કરાવી દીધા હતા, અને પૈગમ્બરના દોહિત્ર અને એમની સાથે શહીદ થનારાઓની લાશો દફન કર્યા વગર બળતી રેતી ઉપર છોડીને ચાલતો થયો હતો.

એ પછી બીજેજ દિવસે પાસેની વસ્તી ગાઝરીયહની કેટલીક સ્ત્રીઓ નદી કાંઠે પાણી ભરવા માટે આવી ત્યારે તેઓએ વિચિત્ર દેખાવ જોયો એક લાશ બળતી રેતી ઉપર પડી હતી, શરીરે માથુ અને હાથ ન હતા અને તેની ઉપર કેટલાક કબુતરો પોતાના પરો ફેલાવી સુર્યનો તાપ રોકતા ફરતા હતા. તેઓને સમજાયુ કે એ લાશ ઇમામ હુસયન અલયહિસ્સલામની હતી.

પાણીના ઘડાઓ ફેંકીને તેઓ પોતાના પુરૂષોને ખબર કરવા દોડી ગઇ અને તેઓને બધી હકીકતની માહિતિ આપી શત્રુઓ આસપાસ હાજર હશે એવી બ્હીકથી પુરૂષો કે અચકાયા ત્યારે સ્ત્રીઓએ પોતાની ચાદરો ઉતારીને પુરૂષોના માથા ઉપર નાંખી દેતાં કહ્યુ, "તમે આ ચાદરો પહેરીને ઘરમાં બેસો, અમે જઇને પૈગમ્બરના પુત્રની લાશને દફનાવી આવીશું." આ શબ્દો સાંભળીને બધા પુરૂષો બહાર નીકળી પડયા અને શહીદોની લાશો દફનાવવા માટે કરબલામાં આવી પહોંચ્યા.

પરન્તુ લાશો ઓળખવી કેવી રીતે એ તેઓથી સમજાયું નહીં. કારણ કે કોઈ પણ શહીદના શરીરે માથું નહોતું. તેઓ એ મુંઝવણમાં હતા એટલામાં સામેથી એક ઘોડેસ્વાર આવતો નજરે પડયો. પાસે આવીને તેણે સૌને સલામ કરી અને લાશો દફનાવવામાં ગાઝરીયહના લોકોને સહાય કરી. હઝરત અબ્બાસ .અ० નદી કાંઠે શહીદ થયા હતા. એથી એમની લાશ ત્યાંજ દફનાવવામાં આવી, ઇમામ હુસયનની કબ્ર પાસે હ० અલીઅકબરની લાશ દફનાવવામાં આવી અને બાકીના શહીદોને એકી સાથે દફનાવવામાં આવ્યા. લાશોની ઓળખ આપવામાં આવનારા ઘોડેસવારે

સહાય કરી હતી.

નાસિખુતતવારીખના કર્તા લખે છે કે એ ઘોડેસવાર હઝરત ઇમામ ઝયનુલઆબેદીન અલયહિસ્સલામ હતા, અને પોતાની આધ્યાત્મિક શકિતના બળે આવ્યા હતા.

## બીજી મનઝિલ-કાદિસીયહ.

કાદિસીયહ મુસલના તાબામાં હતું. ખુશ્કી માર્ગે કુફાથી સાડા સાત માઇલના અંતરે આવેલું હતું. આ શહેર અર્દીની હાથવણાટની કારીગીરી માટે દુર દુર મશહુર હતું.

કરબલાથી કુચ કરીને યઝીદી સિપાહીઓએ અહીં છાવણી નાખી અને એક દિવસ અને રાત રોકાયા પછી મુસલ જવા ઉપડયા,

## ત્રીજી મનઝિલ-મુસલ

રોઝતુલ અહબાબના કર્તા લખે છે કે મુસલ પાસે પહોંચીને શિમ્ર ઝિલ જવશને મુસલના હાકેમને એક પત્ર મારફતે લખી જણાવ્યું કે કરબલામાં વિજય પામીને અમે યઝીદના શત્રુઓના માથાંઓ સાથે તરતમાંજ તમારા શહેરમાં પ્રવેશ કરીશું, માટે યોગ્ય છે કે તમે શહેર અને રાજ મહેલને શણગારો.

પત્ર મળતાંજ મુસલના હાકિમે બધી પ્રજાને એકઠી કરી અને પત્રની હકીકતથી વાકિફ કર્યા પછી એ બાબતમાં તેઓની સલાહ પુછી કે જો હું એ લોકોને બોલાવીને મારે ત્યાં મહેમાન રાખું તો તમારી લાગણી તો નહીં દુઃખાય! તેઓએ એક અવાજે કહ્યું કે અમે કદી પણ તેઓને શહેરમાં આવવા દઇશું નહી. અને આવશે તો ફિસાદ થયા વગર રહેશે નહીં. એથી તેણે શિમ્રને લખી જણાવ્યું કે "આ શહેરમાં હુસયનના માનનારા ઘણા લોકો છે અને એથી હું તમને તમારા લશ્કર સાથે શહેરમાં આવવાની રજા આપી શકતો નથી. કેમકે, તમે આવશો તો અહીંની સુલહશાંતિમાં ભંગાણ પડશે, માટે અત્યારે એજ યોગ્ય છે કે તમે

શહેરની બહાર છાવણી નાંખો. ખાધા ખોરાકીની વસ્તુઓ તમને ત્યાંજ પહોંચાડી દેવામાં આવશે."

શિમ્રને એમાંજ પોતાની સલામતી જણાઇ અને યઝીદી સિપાહીઓએ શહેરની બહાર ઉતારો કર્યો.

ઇતિહાસના ઘણા ખરા પુસ્તકોમા અહીં બનેલા એક બનાવ વિષે ઉલ્લેખ થયલો છે અને તે એ કે મુસલ પાસે ઉતારો કર્યા પછી શિમ્ર ઇમામ હુસયનનુ માથુ ભાલા ઉપરથી નીચે ઉતાર્યું એ વખતે એમાંથી લોહીનું એક ટીપુ નીચે પડેલા એક પથ્થર ઉપર સરી પડયુ એ પછીથી દરેક આશુરાના દિવસે એ પથ્થરમાંથી તાજુ લોહી નીકળવા લાગ્યું. આ હકીકત ચોમેર મશ્હુર થઈ ગઇ અને હુસયનના માનનારાઓએ પથ્થરને જોવા આશુરાના દિવસે અહીં એકઠા થતા હતા અને પૈગમ્બરના કુટુંબીજનોની ક્રુર કત્લેઆમ પર વિલાપ કરતા હતા. યઝીદ પછી મરવાને પોતાની સલ્તનતના જમાનામાં એ પથ્થર ક્યાંક ગુમ કરાવી દીધો ત્યારથી એનો કે પત્તો નથી.

## ચોથી મનઝિલ–તકરીત.

મુસલથી રવાના થઇને આ લોકોએ તકરીત શહેર પાસે આવી પહોંચ્યા. તકરીત બગદાદથી ૬૦ માઇલના અંતરે આવેલું છે. શહેર પાસે પહોંચીને શિમ્રે મુસલના હાકિમને લખ્યો હતો એવોજ એક પત્ર તકરીતના હાકિમને લખી મોકલ્યો. મુસલ વિરૂદ્ધ અહીંના હાકીમે આખા શહેરના મકાનો અને રાજમહેલ શણગારવાની આજ્ઞા કરી. શહેરને શણગાર્યા પછી તે પોતાની ફોજ સાથે યઝીદી સિપાહીનું સ્વાગત કરવા શહેરની બહાર આવ્યો, અને પોતાના માણસોને સમજાવી રાખ્યુ કે આવનારાઓ વિષે પ્રજામાંથી કોઈ પ્રશ્ન કરે તો તમારે કહેવું કે એક બહારવટીએ યઝીદના રાજ્ય સામે બંડ જગાડયો હતો તેનું માથું કાપીને ઇબ્નેઝિયાદે યઝીદ પાસે મોકલ્યું છે.

એથી સવાલ કરનારાઓને હાકિમના માણસો એજ શબ્દોમાં જવાબ આપવા લાગ્યા. જ્યારે યઝીદી ફોજ સાથે આ લોકો એક મોટા ટોળામાંથી પસાર થયા અને ત્યાં પણ લોકોને એવીજ સમજણ આપવામાં આવી ત્યારે તેઓમાંથી એક ખ્રિસ્તી મોટા અવાજે પોકારી ઉઠયો "ખબરદાર થાઓ! આ કોઇ ખારજીનું માથું નથી. હું હમણાંજ કુફેથી આવી રહયો છું અને આ માથાને હું જોઈ ચુકયો છું. મને ખાત્રીથી જણાવવામાં આવ્યું છે કે આ માથું હુસયન ઇબ્ને અલી ઇબ્ને અબીતાલીબનું છે." આ શબ્દો સાંભળીને લોકો એકદમ ઉશ્કેરાઇ ગયા. આ શહેરમાં ખ્રિસ્તી લોકોની મોટી વસ્તી હતી. તેઓ પણ મુસલમાનો સાથે મળી ગયા અને સૌએ એક અવાજે જાહેર કર્યું કે "અમે એ પાપીઓને જેઓ પૈગમ્બરના પુત્રને કત્લ કરીને આનંદોત્સવ ઉજવે છે, કદી પણ અમારા શહેરમાં દાખલ નહી થવા દઇએ." ઉશ્કેરણી એટલી બધી વધી પડી કે શિમ્રને આખરે તરતજ શહેર છોડી જવાની ફરજ પડી અને યઝીદી સિપાહો દારે ઉરવા તરફ આગળ વધ્યા દારે ઉરવા તકરીનથી લગભગ બે માઇલ દૂર એક નાની વસ્તી હતી. અહીં એ લોકોએ ઉતારો કર્યો.

## પાંચમી મનઝિલ–વાદીએ નખ્લા.

દારે ઉરવાથી કુચ કરીને યઝીદી સિપાહોએ વાદીએ નખ્લામાં ઉતારો કર્યો અને અહીં એક દિવસ અને રાત રોકાયા પછી આગળ વધ્યા.

## છઠ્ઠી મનઝિલ–કબા

બીજે દિવસે કબા શહેરમાં આવી પહોંચ્યા. કરબલાની કરૂણ કત્લેઆમથી વાકિફ થઇને કબાના શહેરીઓ ઉશ્કેરાયા. લોકોના ટોળેટોળા ઇમામ હુસયનના માથાના દર્શન માટે એકઠા થઈ ગયા અને છડેચોક શિમ્ર અને તેના સાથીઓને લાનત કરવા લાગ્યા. ઉશ્કેરણી એટલી બધી વધી પડી કે આખરે તલ્વારો ચાલવા લાગી. કબાવાસીઓમાંના ઘણાખરા માર્યા ગયા અને શિમ્રે આખું શહેર લુંટીને વીરાન કરી નાખ્યું. આમ

એક શહેરનો વિનાશ કરીને યઝીદી સિપાહો બીજે દિવસે આગળ વધ્યા

**નવમી મનઝિલ—દમેશ્ક**

ત્યાંથી કુચ કરીને યઝીદી સિપાહોએ મુસલમાનોના તાબામાં આવેલી નાની વસ્તી દયરે કફીનમાં આઠમી મનઝિલ કરી અને અહીંથી આગળ વધીને નસીબીન નામના શહેરમાં આઠમી મનઝીલ કરી અને બન્ને જગાએ તેઓ એક દિવસ અને રાત રોકાયા

એ પછી તેઓ દમેશ્ક શહેરની નજદીક આવી પહોંચ્યા મુસલમાનો અને તકરીનના હાકિમોને લખ્યો હતો એવોજ એક પત્ર શિમ્ર દમેશ્કના હાકિમ ઉપર લખી મોકલ્યો હાકિમે ભારે જાહોજલાલીથી યઝીદી સૈન્યનું સ્વાગત કર્યું અને તેઓને મહેમાન રાખ્યા

શહેરની વચ્ચોવચ્ચ રહ્બા નામની એક નાની ટેકરી ઉપર ઇમામ હુસયનનું માથું ખુલ્લું કરવામાં આવ્યું અને એ નેઝા પાસે એક માણસ સવારથી સાંજ સુધી આ શબ્દો પોકારતો ઉભો રાખવામાં આવ્યો કે "હાઝા રાસુલ ખારજી" અર્થાત "આ એક ખારજીનું માથું છે"

શહેરવાસીઓ બે ભાગમાં વહેંચાયેલા હતા. ઘણી ઉમય્યા ખાનદાનના પ્રેમી રહ્યા હતા. અને પૈગમ્બરના કુટુંબીજનોના માનનારાઓ રડતા જતા હતા

રાતના વખતે સંગીત અને શરાબનો જલ્સો થયો અને યઝીદી બહાદુરો મોડી રાત સુધી ગાનતાનમાં લીન રહ્યા

ઇતિહાસકારો લખે છે કે જ્યાં જ્યાં ઇમામનું માથું ખુલ્લું કરવામાં આવતું હતું તે તે સ્થળો આજસુધી મુસલમાનોમાં પવિત્ર માનવામાં આવે છે. એ સ્થળે લોકો અન્નાદ પામેથી એ પવિત્ર માથાના વસીલાથી પોતાની મુરાદો માગે છે અને પામે છે.

**દસમી મનઝિલ—કિન્નસરીન.**

કિન્નસરીન હલબ (Hippo) થી એક મનઝિલ દૂર આવેલું છે યઝીદી સૈન્યના આવવાના સમાચાર કિન્નસરીનના રહેવાસીઓને મળ્યા ત્યારે

તેઓએ શહેરના દરવાજા બંધ કરી લીધા અને ઉપર ચઢીને યઝીદી સિપાહો ઉપર પથ્થરો વરસાવવા લાગ્યા અને કહેવા લાગ્યા, "હે પૈગમ્બરના વંશજોના ખુનીઓ! જો તમે અમારા સૌની ગરદનો કાપી નાંખો તોયે અમે તમને અમારા શહેરમાં નહીં આવવા દઈએ."

મામલો ગભીર જોઇ યઝીદી ફોજે અહીં ઉતારવાનું માંડી વાળ્યું અને આગળ વધી.

## અગ્યારમી મનઝિલ–મા'રતુન્નુઅમાન

આ ગામના લોકોએ યઝીદી સૈન્યને શહેરમા દાખલ થવા દીધું અને યઝીદી સિપાહો એક દિવસ અને રાત અહીં રોકાયા.

## બારમી મનઝિલ–શીરઝ

ત્યાંથી કુચ કરીને આ લોકો શીરઝ શહેરની પાસે પહોંચ્યા ત્યારે તેઓના આવવાના સમાચાર જાણીને એક ઘરડી સ્ત્રીએ બધા શહેરીઓને એકત્ર કર્યા અને કહ્યું કે, "મને ખાત્રીભર્યા સમાચાર મળ્યા છે કે આ પાપી ફોજ પૈગમ્બરના દોહિત્રને કત્લ કરી તેમની સ્ત્રીઓને કેદ કરીને આવી રહી છે માટે તેને શહેરમાં દાખલ થવા દેતા નહીં જો તેઓ આ શહેરમાં દાખલ થશે તો આ શહેર ઉપર કુદરતનો કોપ ઉતરશે." આ વિવેચન સાંભળી બધા શહેરીઓ એકમત થયા અને શિમ્ર અને તેના સાથીઓને શહેરમાં આવવા દીધા નહીં.

યઝીદી ફોજે શહેરની બહાર એક નાના કિલ્લામાં આશ્રય લીધો, પણ ખાધાખોરાકી વગર કેમ રહી શકાય? એથી ખવલી ઇબ્ને યઝીદે શહેરના દરવાજા પાસે જઇને શહેરીઓને મોટેથી કહ્યું, "તમે લોકો ભલે અમને શહેરમાં દાખલ થવા ન દયો, પરંતુ ખાવાપીવાની ચીજો તો આપો. શું તમે લોકો યઝીદ ઇબ્ને મોઆવિયાના તાબેદાર નથી?" સૌએ એક અવાજે કહ્યું કે "અમે તમને પાણી સુધાં નહીં આપીએ, કારણ કે તમે એજ લોકો છો જેઓએ પૈગમ્બરના પુત્રને છેવટ સુધી પાણીનું એકે ટીપું

આપ્યુ ન હતુ" આ જવાબ સાંભળી યઝીદીઓ નિરાશ થયા અને તેઓને તરતજ આગળ વધવાની ફીકર પડી.

તેરમી મનઝીલ–શરફે સયણુર.

યઝીદી સૈન્ય શહેરની નજીક આવ્યું ત્યારે શહેરીઓ ના એકઠા થઈ ગયા અને એ લોકોને શહેરમાં આવવા દેવા કે નહિ એ બારામાં મસલત ચલાવવા એક સભા ભરી.

સભામાંથી બની ઉમય્યા કબીલાનો એક માણસ ઉભો થયો અને કહેવા લાગ્યો, "મારી એવી સલાહ છે કે આપણે એ લોકોને શહેરમાં આવવા દઈએ. એ લોકોને અટકાવવામાં કઈ સાર નથી અમે કોઈના અટકાવ્યાથી એ અટકે એમ નથી કુફાથી અહીં સુધી જ્યાં જ્યાં એ લોકો થતા આવ્યા છે ત્યાના લોકોએ એમનો આદરસત્કાર કર્યો છે. અને કયાંયે એમને અટકાવવામાં આવ્યા નથી. આપણા માટે પણ એમજ મુનાસિબ છે."

પરંતુ હાજર રહેલા સૌ એક અવાજે પોકારી ઉઠયા કે "વલ્લાહ! અમારાથી એવુ કદી નહીં બને. અમે એ ઘાતકીઓને અમારા શહેરમાં દાખલ થવાની પરવાનગી આપીને સદાને માટે કલંકની ટીલી અમારા માથે લેવા નથી માગતા." એટલુ કહીને તેઓ શહેરના ચોતરફ વિખેરાઇ ગયા અને પાણીના બધા હોજ કાપી નાખીને તેમાંનુ પાણી વહાવી નાંખ્યુ. એ પછી હથયારથી સુસજ્જિત થઈને યુદ્ધ કરવા બહાર નીકળી પડયા.

અલ્પ સમયમાં યઝીદી સૈન્ય પણ આવી પહોંચ્યુ અને બન્ને લશ્કરનો મુકાબલો થયો. મખન ખુરેજી થઈ યઝીદી સૈન્યના ૬૦૦ માણસો માર્યા ગયા અને શહેરીઓમાથી પણ ઘણા કતલ થયા. પરંતુ લડાઇ ચાલુજ રહી. આખરે યઝીદી સૈન્યને લાચારીથી આગળ વધવું પડયુ.

હઝરત ઉમ્મે કુલ્સુમ સલામુલ્લાહે અલયહાએ પૂછયુ કે "આ

શહેરનું નામ શું છે.?"

લોકોએ કહ્યું કે "સયયુર,"

ફરમાવ્યુ, "ખુદા આ શહેરના પાણીના ઝરણાઓને વધુ મીઠાં બનાવે અને મુબારક કરે અને ખાવાપીવાની ને પહેરવા ઓઢવાની ચીજો સસ્તી કરે" અબુમખ્નફ લખે છે કે હઝરત ઉમ્મે કુલસુમ સલામુલ્લાહે અલયહાની દોઆના પ્રતાપે આજ સુધી એ શહેર આખા અરબમાં સૌથી વધારે ફળદ્રુપ રહ્યું છે.

અહીંથી આગળ વધીને યઝીદી સૈન્ય હમાત શહેર પાસે આવી પહોંચ્યું પરંતુ હમાત વાસીઓ પણ એવીજ રીતે યુદ્ધ કરવા તૈયાર થઇ ગયા અને આ લોકોને શહેરમાં આવવા દીધા નહીં. અહીંથી પણ યઝીદીઓ નિરાશ થઇને આગળ વધ્યા.

## પંદરમી મનઝિલ–હમસ.

હમસ એ હલબ અને દમિશ્કની વચ્ચોવચ્ચ સ્થાન ભોગવતું શામ પ્રાંતનું એક મશ્હુર શહેર છે. એમાં એક મજબુત કિલ્લો છે. એ વખતે યઝીદ તરફથી ખાલિદ ઇબ્ને નસીત અહીંનો ગવર્નર હતો.

શહેરની નજદીક આવીને શિમ્ર અને ખવલીએ હાકિમને પોતાના આવવાના સમાચાર મોકલ્યા, અને શહેર ને રાજ્યમહેલ શણગારવાનું લખી મોકલ્યું ખાલિદે આખા શહેરમાં આઇનાબંદી કરાવી અને પોતે પણ પોતાના લશ્કરની સાથે યઝીદી સૈન્યનું સ્વાગત કરવા બહાર આવ્યો.

પરંતુ યઝીદી સૈન્ય સાથે તે શહેરમાં દાખલ થયો ત્યારે શહેરવાસીઓએ બળવો કર્યો અને યઝીદી સૈન્ય ઉપર ઇંટો ને પત્થરો વરસાવવા માંડયા. પત્થરો વરસાવતા વરસાવતા તેઓ કહેતા જતા હતા કે "હે અત્યાચાર આદરનારાઓ! ઇમાન પછી કુફ્ર ન હોઇ શકે અને હિદાયત પછી ગુમરાહી ન હોય."

યઝીદી સૈન્યના ૨૬ માણસો માર્યા ગયા. શહેર વાસીઓએ ભારે

શુરાતન દેખાડયું અને યઝીદીઓને હેઠ કનીસએ કમીસ સુધી પાછળ હટાવી દીધા.

વાત અહીં સુધી પહોંચી હતી એટલામાં બધા શહેરીઓએ યઝીદી સૈન્યનો મુકાબલો કરવાનો અને તેઓની પાસેથી ઇમામ હુસયન અલય-હિસ્સલામનું માથુ છિનવી લેવાનો ચોક્કસ નિર્ણય કર્યો. હમસવાસીઓનુ શુરાતન અને બહાદુરી પ્રખ્યાત હતી. યઝીદી સૈન્યના સરદારોએ પોતાની વસ્તુસ્થિતિ જાણી અને મુકાબલો કરવાનુ મુનાસિબ જાણ્યુ નહીં અને છેવટે અહીંથી પણ ઉતારો કર્યા વગર આગળ વધ્યા.

**સોળમી મનઝિલ–બઅલેક.**

દમિશ્કથી કાફિલાના માર્ગે ત્રણ દિવસના રસ્તાના અંતરે બઅલેક સ્થાન ભોગવે છે. પુરાણી વસ્તુઓની જાળવણી માટે આ શહેર ઘણું મશ્હુર છે શહેરની નજીક પહોંચીને શિમ્રે અહીંના ગવર્નરને એક પત્રમાં યઝીદી સૈન્યના આવવાના સમાચાર જણાવ્યા અને સાથે સાથે શહેર ને શાહીમહેલ શણગારવાની સલાહ આપી.

બઅલેકના હાકિમે એમજ કર્યું અને ભારે જાહોજલાલ સાથે યઝીદી સૈન્યને શહેરમાં લઇ આવ્યો. શાહી મહેલમાં ગાનતાનના જલ્સાઓ અને શરાબની મહેફિલો ભરાઈ.

શહેરમાં દાખલ થતી વખતે ૯૦ ઉમ્મેકુલ્સુમ સલામુલ્લાહે અલયહાએ શહેરનું નામ પુછ્યુ. કહેવામાં આવ્યુ કે "આ શહેરનુ નામ બઅલેક છે."

ફરમાવ્યુ, "ખુદા આ શહેરને ઉજ્જડ અને વીરાન કરશે અને આખી દુન્યામાં સર્વત્ર ન્યાય અને સલામતી હશે ત્યારે પણ આ શહેરવાસીઓના ભાગ્યમાં અત્યાચારો અને અન્યાય સિવાય બીજું કંઇ ન હશે."

આખી રાત ગાનતાન ને વૈભવ વિલાસમા વિતાડયા પછી બીજા દિવસે સ્વારે યઝીદી સૈન્ય આગળ વધ્યું.

સત્તરમી મનઝિલ–દયરે રાહેબ.

હવે કાફલો દયરે રાહેબમાં પહોંચ્યો. અહીંના પાણીના ઝરણાઓ માટે આ જગા દુરદુર સુધી મશ્હુર થયેલી હતી. અહીં યઝીદી સૈન્યે પૈગમ્બરના કુટુંબીજનોને ઉતારા માટે જુદી જગા આપી.

લાંબા વખતથી અહીં ખ્રિસ્તીઓની એક ઇબાદતગાહ હતી. કલીસાની એક જુની ઇમારતમાં એક વયોવૃદ્ધ ખ્રિસ્તી સાધુ રહેતો હતો અને કલીસાનું બધું કામકાજ જાતે કરતો હતો એના નામ ઉપરથી આ જગાનું નામ દયરે રાહેબ (ખ્રિસ્તી સાધુનું મઠ) પડ્યું હતું.

યઝીદી સૈન્યે દયરે રાહેબ પાસે ઉતારો કર્યો અને ઇમામ હુસયન અલયહિસ્સલામનું સરે મુબારક એક પેટીમાં બંધ કરીને કલીસાની ઇમારતની નજીક રાખવામાં આવ્યું.

રાતના વખતે યઝીદી અફસરો શરાબની મહેફિલ જમાવીને બેઠા અને શરાબનો દોર શરૂ થયો. એ પછી દસ્તરખાન પાથરવામાં આવ્યું ત્યારે કલીસાની દીવાલ ઉપર એક ગેબી હાથે આ કડી મોટા અક્ષરે લખીઃ—

"જે લોકોએ ઇમામ હુસયન અલયહિસ્સલામનું લોહી વહાવ્યું છે તેઓ કયામતના દિવસે એમનાજ નાના હઝરત મોહમ્મદ સ૦ ની શફાઅતની કેવી રીતે આશા રાખી શકે ?"

આ કડી વાંચી સૌ ગભરાયા કેટલાકોએ એ ગેબી હાથને પકડી લેવાનો વિચાર કર્યો. પરંતુ એ હાથ તરતજ અદ્રશ્ય થઈ ગયો. થોડા વખત પછી ફરી પાછો એ હાથ જાહેર થયો અને નીચેની લીટીઓ દીવાલ ઉપર લખીઃ—

"ખુદાના કસમ, ખરેખર એ લોકો માટે શફાઅત કરનાર કોઇ નથી અને ખચિતજ કયામતના દિવસે એ લોકો સખ્ત શિક્ષા ભોગવશે."

આ કડી વાંચી યઝીદીઓ પાછા ભડક્યા અને ફરીવાર એ

હાથને પકડવાનો પ્રયત્ન કર્યો. પરતુ એ તરતજ ગુમ થઈ ગયો થોડાજ વખત પછી પાછો એ હાથ દેખાયો અને દીવાલ ઉપર આ લીટીઓ લખી—

"ખરેખર, તેઓએ ઝાલિમોના કહેવાથી ઇમામને કત્લ કર્યા છે અને તેઓની આજ્ઞા પવિત્ર કુરઆનની આજ્ઞાથી સાવ વિરૂદ્ધ હતી."

આ કુદરતી દેખાવ જોઇને યઝીદીઓના હોશ હવાસ જતા રહ્યા અને એ રાત કોઇએ કંઇ પણ ખાધુ નહીં.

અહીં પેલો ખ્રિસ્તી સાધુ પોતાના કામકાજથી પરવારીને બિછાના ઉપર પડ્યો, પરંતુ તેને ઉંઘ આવી નહી. આખી રાત વિચિત્ર અવાજો તેને સંભળાતા રહ્યા. હમેશના ધોરણ મુજબ તે અર્ધરાત પછી પ્રાર્થના કરવા ઉઠ્યો ત્યારે તેની નજર કલીસાની ઇમારતની નજીક પડેલી પેટી ઉપર પડી તેણે જોયું કે એમાથી એક નુર પ્રકાશિત હતુ. અને દૂર દૂર ઉંચે સુધી તેનાં કિરણો પ્રસરી રહ્યાં હતાં અને હવાની લહેરોમાં "અસ્સલામો અલૈક યબ્ન રસુલિલ્લાહ"નો અવાજ ફર્સ્ર્ સાથે અથડાતો હતો.

આ વિચિત્ર હકીકત જોઇને તેને ઘણી નવાઈ લાગી અને તે આખી રાત જાગૃતજ રહ્યો. સ્હવાર થતાંજ તે યઝીદી અફસરો પાસે આવ્યો અને પેટીમાં શુ હતું એ વિષે પુછવા લાગ્યો. શિમ્રે કહ્યુ કે "તેમાં એક બાગીનુ માથુ છે જેણે યઝીદ સામે દ્રોહ કર્યો હતો."

રાહેબે પુછયુ 'એનુ નામ શુ હતું!"

કહ્યું કે "હુસયન ઇબ્ને અલી."

આ સાભળી રાહેબ સ્તબ્ધજ થઇ ગયો અને કહેવા લાગ્યો. "ખુદા તમને હલાક કરે, ખરેખર અમારા ઓલમા અમને ખબર આપી ગયા છે એજ કામ તમે કર્યું છે. અને અમને ખબર આપવામા આવી છે કે જ્યારે એ બુઝુર્ગવાર શહીદ થશે ત્યારે આકાશમાંથી લોહી વર્ષશે. હવે મારી એક વિનતી સ્વીકારો અને થોડા વખત માટે આ સરે મુબારક મને આપો."

ખવલીએ કહ્યું, "યઝીદ બિને મોઆવિયાના દરબાર સિવાય એ માથાને હવે ક્યાંય ખુલ્લુ કરવામાં નહીં આવે, કારણ કે અમને એ બદલ ભારે ઇનામ મળવાનું છે."

રાહેબે પુછ્યું તમને ઇનામમાં શું મળશે?" ઉત્તર મળ્યો કે "દસ હજાર દિરહમ."

તરતજ રાહેબે તેને દસ હજાર દિરહમની એક થેલી લાવી આપી અને ઇમામનું સરે મુબારક લઇને કલીસામાં દાખલ થયો.

યઝીદી અફસરોએ વહેંચણી માટે થેલી ખોલવાનો ઇરાદો કર્યો ત્યારે તેઓએ જોયું કે તેની એક બાજુએ પવિત્ર કુરઆનની આ આયત લખેલી હતી, "એવો ગુમાન ન કરતા કે અત્યાચાર આદરનારાઓ જે કંઈ કરે છે એથી અલ્લાહ અજાણ્યો છે." અને બીજી બાજુએ આ આયાત હતી, "નઝદીકમાંજ અત્યાચાર આદરનારાઓ જાણી લેશે કે તેઓ કેવી દુર્દશાએ પહોંચનાર છે." ખવલીએ આ બન્ને આયતો વાંચી ત્યારે ગભરાયો અને પોતાના સાથીઓને એ વાત બહાર ક્યાંયે ન કરવાની બલામણ કરી.

રાહેબે ઇમામનું સરે મુબારક મિસ્ક ને અંબરમાં તર કર્યું અને એક રેશમી કપડામાં રાખી એની આગળ ઇસ્લામનો ઇકરાર કર્યો. કેટલીક રિવાયતો બતાવે છે કે એ દિવસથી તેણે કલીસાનો ત્યાગ કર્યો અને જંગલોમાં જઇને પ્રભુપ્રાર્થનામાં પોતાની જીંદગી પુરી કરી. એજ દીવસે યઝીદી લશ્કર હર્રાન શહેર તરફ કુચ કરી ગયું.

## અઢારમી મનઝિલ–હર્રાન

રૌઝતુલ અહબાબના કર્તા હાફિઝ જમાલુદ્દીન લખે છે કે "આ કાફ્લો હર્રાન શહેર પાસે પહોંચ્યો. અહીં શહેરની બહાર એક ટેકરી ઉપર આવેલા એક સેનાગોગમાં યહયા હર્રાની નામનો એક યહુદી આલિમ રહેતો હતો. એને જ્યારે એવા સમાચાર મળ્યા કે યઝીદી સિપાહો કેટલીક સ્ત્રીઓ ને બાળકોને કેદ કરીને અને કેટલાક કાપેલા માથાઓને ભાલાઓ

પર ચઢાવીને શહેરની નજીક આવી પહોંચ્યા છે ત્યારે એ નીચે આવ્યો અને તેઓના આવવાની રાહ જોતો ઉભો

એની આગળ થઇને યઝીદી સિપાહો પસાર થયા અને જ્યારે ઇમામના સરે મુબારક ઉપર એની નજર પડી ત્યારે આખો અજાઇ ગઈ એણે સાભળ્યુ કે ઇમામનુ માથુ ભાલા ઉપર પવિત્ર કુરઆનની આ આયત તિલાવત કરી રહ્યુ હતુ, 'વ સ યાલમુનલ્લઝીન ઝલમુ અય્ય મન્કલિબીન યન્કલિબુન" આ વિચિત્ર બનાવ જોઇ એના આશ્ચર્યનો પાર ન રહ્યો અકસરો પાસ આવીને એણે બધી હકીકત પુછી જ્યારે એણે જાણ્યુ કે એ સરે મુબારક ઇમામનુ હતુ અને એ કેદીઓ એમનાજ હરમે પાકની સ્ત્રીઓ હતી ત્યારે એ ઝારો ઝાર રડી પડ્યો અને કહેવા લાગ્યો, વલ્લાહ, હઝરત મોહમ્મદ (સ૦)ની શરીઅતમા નાહક ખુનની સજા હમેશને માટે જહન્નમ છે અને આવા દુખો અલ્લાહના પ્યારાઓજ ઉપર આવે છે અને એ સહન કરવાનુ કામ પણ એમનુજ છે એટલુ કહીને એણે કલમએ શહાદતૈનનો ઇકરાર કર્યો

તેના આ શબ્દો સાભળીને યઝીદીઓએ તેને ધમકી આપી પણ તે તેઓથી દબાય એવા ન હતો તલવાર ખેંચીને તેઓના મુકાબલામા આવી ઉભો અને આખરે ઇમામના સરે મુબારક ઉપર પોતાની જાન કુરબાન કરી

તેની લાશ હર્રાનના દરવાજા પાસે દફનાવવામા આવી અને ત્યારથી લઇને આજસુધી તેને યહુદી શહીદ તરીકે યાદ કરવામા આવે છે હર્રાન ઘણુ જુનુ શહેર છે અને આજ જગાએ હઝરત ઇબ્રાહીમે નમરુદના અત્યાચારોથી અમાન મેળવી હતી આ શહેર મક્કાથી સીરિયાના માર્ગના અંતરે આવેલુ છે

### અહલેબૈત દમિશ્કમાં

યઝીદી સૈન્ય શહેરની નજીક આવી પહોંચ્યુ ત્યારે હઝરત ઉમ્મેકુલ્સુમ

નવાબુલ્લાહે અલયહાએ શિમ્રને પોતાની પાસે બોલાવીને ફરમાવ્યું. "મારી એક વિનતી છે અને એ જો તુ સ્વીકારશે તો તારો અમારી ઉપર એહસાન થશે. આ દમિશ્ક શહેર છે. હજારો નહીં બલ્કે લાખો તમાશો જોનારાઓ અહીં રસ્તાઓ ઉપર એકઠા થયેલા છે. માટે તું અમને કોઈ એવા દરવાજાથી શહેરમાં લઈ ચાલ જ્યાં વસ્તી થોડી હોય, અને એ જો તને મંજુર ન હોય તો શહીદોના માથાઓ અમારા ઉંટોની આગળ લઈ જા જેથી લોકો એ જોવામાં મશ્ગુલ થઈ જાય અને અમારી તરફ જોવાનો તેઓને પ્રસંગ ન મળે."

પરંતુ શિમ્રે એથી ઉલટુંજ કર્યું. પૈગમ્બરના અહલેબૈતના કેદીઓ તમાશો જોનારાઓની ભારે મેદનીમાંથી લઈ જવામાં આવ્યા. જ્યારે તેઓ મોટા રસ્તા ઉપરથી પસાર થઈ રહ્યા હતા ત્યારે તમાશો જોનારાઓમાંથી એક તેઓની રાજદ્રોહી ને ગેરમુસ્લિમ જાણીને કહ્યું કે "અલ્લાહની સ્તુતિ હજો જેણે તમને હલાક કર્યા અને અશાન્તિનું મુળ કાપી નાંખ્યું."

એના જવાબમાં હઝરત ઇમામ ઝયનુલ આબેદીન અલયહિસ્સલામે સહનશીલતાથી ફરમાવ્યું "હે શેખ તેં કુરઆન વાંચ્યું છે?"

તેણે કહ્યું, "કેમ નહીં હું મુસલમાન છું અને કુરઆન મારૂં ઇમાન છે.

ફરમાવ્યું "તેં પવિત્ર કુરઆનની આ આયત વાંચી છે કે 'હે પૈગમ્બર કહો કે હું અલ્લાહનો સંદેશ પહોંચાડવાની મારી સેવાનાં બદલામાં તમારી પાસેથી બીજું કંઈજ નથી ચાહતો, માત્ર એટલુંજ કે તમે મારા અહલેબૈત સાથે પ્રેમ કરો.'"

તેણે હા પાડી.

ફરમાવ્યું "તેં પવિત્ર કુરઆનની આ આયત પણ વાંચી છે કે 'ખરેખર, હે (પયગમ્બરના) અહલેબૈત! અલ્લાહે દરેક ઐબ ને બદીથી તમારૂં રક્ષણ કર્યું છે અને તમને પાકોપાકીઝા રાખ્યા છે.'"

તેણે કહ્યું, "કેમ નહીં."

ફરમાવ્યું, "હે ભાઈ એ અહલેબયત અમેજ છીએ."

આ સાંભળી તેની આંખોમાંથી આંસુઓ સરી પડયા અને આકાશ તરફ બન્ને હાથ ઉંચા કરીને બોલ્યો. "હે અલ્લાહ! હું તારી તરફ તૌબા કરૂં છું અને પૈગમ્બરની અવલાદના શત્રુઓ અને કાતિલો પ્રત્યે મારો અણગમો જાહેર કરૂં છું." પછી ઈમામને સંબોધીને અરજ કરી, 'હે સરદાર! તમારા વિષે મેં જે શબ્દો કહ્યા એ બદલ ક્ષમા યાચું છું. શું મારી આ તૌબા સ્વીકારાશે?"

ફરમાવ્યું, "તેં તૌબા કરી છે માટે અલ્લાહ તારી તૌબા સ્વીકારશે અને તને અમારી સાથે મહશુર કરશે."

પયગમ્બરના મશ્હૂર સહાબી સહલે સાએદી બૈતુલમુકદ્દસની ઝિયારત કરીને એજ દિવસે દમિશ્કમાં પાછા આવ્યા હતા, શહેરમાં સર્વત્ર આનંદોત્સવ ઉજવાતો જોઈ એમને ભારે અજાયબી લાગી. કદાચ શહેરીઓની કોઈ ઈદ હોય એવા વિચારથી આગળ વધ્યા રાજમહેલ પાસે પહોંચ્યા ત્યારે કંઈ વિચિત્ર દ્રશ્ય નજરે પડયું. એક તરફ ગાનતાનની મહેફિલો, બીજી બાજુએ નાચના જલ્સાઓ અને બગીચામાં શરાબનો દોર જોઈને એમના આશ્ચર્યનો પાર ન રહ્યો એક શામીને પુછયું, "આજે તમારી કંઈ ઈદનો દિવસ છે?"

તેણે આશ્ચર્ય પામતા કહ્યું, "તમે કોઈ રણવાસી અરબ દેખાઓ છો અને એથી કદાચ મૂળ હકીકતથી વાકિફ ન હો."

સહલે કહ્યું, "ભાઈ! હું રણવાસી અરબ નહીં પણ પયગમ્બરનો સહાબી સહલે સાએદી છું."

તેણે કહ્યું, "હે સહલ! તમારી અજાયબી માટે એટલુંજ બસ છે કે આકાશમાંથી લોહી નથી વર્ષતું અને જમીન ધસી જતી નથી."

"ભાઈ એમ કેમ"

"કેમ નહીં? આજે ઈરાકમાંથી ઈમામ હુસયન અલયહિસ્સલામનું

સરે મુબારક યઝીદી દરબારમાં નેહઝા માટે લઇ જવામાં આવે છે."

આ શબ્દો સાભળી સહલ સ્તબ્ધ થઇ ગયા થોડા વખત પછી પુછ્યું, "કેમ હે ભાઇ ! ઇમામનુ સરે મુબારક કયા દરવાજામાંથી લાવવામાં આવશે ?"

શામીએ સામે દેખાતા ગોચાતના દરવાજા તરફ ઇશારો કર્યો. હજી આ વાતચીત થઇ રહી હતી એટલામાં દુરથી શોર સંભળાયો. યઝીદી સવારો ફરકતા વાવટાઓ સાથે દરવાજામાં દાખલ થતા નજરે પડયા; તેઓની પાછળ ભાલાઓ ઉપર શહીદોના માથાં બુલંદ હતા અને પાછળ પાછળ કજાવા અને મહેમિલ વગરના ઉંટો ઉપર કેટલીક દુઃખી સ્ત્રીઓ દેખાઇ. સ્ત્રીઓએ માથાના વાળથી પોતાના ચહેરાઓ સંતાડયા હતા છતાંયે લાખો તમાશબીનોની મેદનીમાંથી પસાર થતી વખતે શરમ ને હયાથી તેઓએ પોતાની ગરદનો ગુઠણ સુધી નમાવી લીધી હતી. એક ઉંટ ઉપર એક નાની ઉમરની છોકરી નજરે પડી. સહલ કહે છે કે હુ તેની કમસિની અને આ દુઃખો જોઇને બેચયન થઈ ગયો. પાસે જઇને મે પુછ્યું, "તમે કોણ છો ?"

ઉત્તર મળ્યો, "હું સુકયના બિન્તે હુસયન છુ"

સહલે કહ્યું, "હુ તમારા નાનાનો સહાબી છું. આપને આ દશામાં જોઈ મારૂં કાળજુ ચીરાઇ જાય છે. આ વખતે મારાથી જે સેવા થઇ શકે તે કરવા હુ તયાર છું."

ફરમાવ્યું, "બની શકે તો શોહદાના માથાઓ અહીંથી આગળ લઇ જવા યઝીદીઓને સમજાવો"

સહલે શાગેદીએ યઝીદી અફસરોને કંઇ આપીને શોહદાના માથા આગળ મોકલાવ્યા.

સહલ કહે છે કે એ લોકોએ શોહદાના માથાઓ સાથે આગળ ગયા અને એક ઘરની નીચેથી પસાર થયા. ઘરની અગાસી ઉપર પાંચ

સ્ત્રીઓ તમાશો નિહાળવા ઉભી હતી. જ્યારે ઇમામનું સરે મુબારક પસાર થયું ત્યારે તેઓમાંથી એકે એની તરફ એક પથ્થર જોરથી ફેંક્યો. મેં મારી આંખો બંધ કરી લીધી.

**યઝીદી દરબારમાં.**

અહલેબયતને ઇમામના સરે મુબારક સાથે દરબારમાં લાવવામાં આવ્યા એ વખ્તે યઝીદી શેતરંજ રમી રહયો હતો અને ફિકાઅના જામ ચાલી રહયા હતા. ઇમામનું સરે મુબારક તખ્તની નીચે રાખવામાં આવ્યું. રમતમાં યઝીદ હરીફ ઉપર ફાવતો ત્યારે જામ ઉપર જામ ગટગટાવી જતો અને જામમાં બાકી રહેલો દારૂ ઇમામના સરે મુબારક ઉપર ઢોળી નાંખતો.

અહીં યઝીદ આવી રીતે રમતમાં લીન હતો અને ત્યાં અહલેબયત તેના તખ્તની સામે ચુપ ચાપ ઉભા હતા. લાંબા વખત સુધી જ્યારે તે અહલેબયત તરફ મુખાતિબ ન થયો ત્યારે ઇમામ ઝયનુલ આબેદીન અ૦એ ફરમાવ્યું, "મને ક્યારથી તારી સામે કેદી તરીકે ઉભો રાખવામાં આવ્યો છે માટે હવે મને રજા આપ કે હું કંઇ કહું."

યઝીદે કહ્યું, "ભલે, પણ નકામું કાંઈ કહેતા નહીં."

ફરમાવ્યું. "હું એ સ્થાને છું કે જ્યાં પહોંચીને માણસ કદી નકામી વાતો કરી શકતો નથી." પછી થોડો વખત રહીને ઉમેર્યું કે "હે યઝીદ! તને ખુદાના કસમ આપીને પુછું છું: ખરૂં કહેજે કે પયગમ્બર અમને આ દશામાં જોઇને શું ફરમાવતો, એ વિશે તું શું ધારે છે?"

યઝીદે કહ્યું, "હે હુસયનના પુત્ર! તમારા પિતાએ મારા હકનો નકાર કર્યો, મારા રાજ્યમાં અશાન્તિ ફેલાવી અને મારો વિરોધ કર્યો અને પરિણામે ઇશ્વરે તેમની સાથે જે કંઇ કર્યું એ તમે નજરે નજર જોઇ લીધું."

એના જવાબમાં ઇમામે પવિત્ર કુરઆનની આ આયાત તિલાવત ફરમાવી, 'અને દુન્યામાં તમારી ઉપર દુઃખો આવી પડે છે અને એ અગાઉથી નક્કી થયેલા હોય છે."

યઝીદે વાતનો રૂખ ફેરવતા આ શબ્દોથી પોતાનું ભાષણ શરૂ કર્યું, "સર્વ સ્તુતિ એ અલ્લાહ માટે હજો જેણે તમારા પિતાને કત્લ કરાવ્યા."

ઇમામે તરત ફરમાવ્યું, "મારા પિતાને કત્લ કરનાર ઉપર અલ્લાહની લા'નત હજો"

યઝીદ તો આવા પ્રસંગની રાહજ જોઇ રહયો હતો. ઇમામના આ શબ્દો સાંભળી તેણે તરતજ એમની ગરદન મારવાની આના કરી.

ઇમામે ફરમાવ્યું, "હે યઝીદ! જો તું મને કત્લ કરીશ તો પયગમ્બરના હરમની સ્ત્રીઓને વતન સુધી કોણ પહોંચાડશે?"

આ શબ્દો ઇમામે કંઇ એટલી બધી આધુરીથી કહ્યા કે યઝીદ જેવા પાપીનું મન ઠગી ગયું. તેણે કહ્યું, "તમેજ એમને વતન સુધી પહોંચાડજો"

ત્યાર પછી તે પાપીએ એક લાકડી લઇને ઇમામના સરે મુબારક સાથે એવી બેઅદબી કરી કે પયગમ્બરના સહાબી અબુ બરઝતુલ અસ્લમીથી ન રહેવાયું. તરતજ ઉભા થઈ ગયા અને યઝીદને સંબોધીને બોલ્યા, "ફિટકાર હજો તારી ઉપર! હે યઝીદ! તું ઇમામ હુસયન અલયહિસ્સલામના દાંતો સાથે આવી બેઅદબી કરે છે! વલ્લાહ! પયગમ્બરને નજરોનજર એ દાંતોને ચુમતા જોયા છે અને હઝરત ફરમાવતા હતા કે હસન અને હુસયન જન્નતના જવાનોના સરદાર છે.' ખુદા એમના કાતિલોને હલાક કરે અને પોતાની રહેમતથી દૂર રાખે."

આ શબ્દો સાંભળીને યઝીદે અબુ બરઝાને દરબારમાંથી બહાર જવાની આજ્ઞા કરી. અબુબરઝા ઉઠયા અને જતી વખતે કહેતા ગયા.

"હે યઝીદ! ખુદા તારા હાથો ભાંગી નાંખે."

એવોજ બનાવ પયગમ્બરના એક બીજા સહાબી સમરા ઇબ્ને જનાદ ઇબ્ને જુન્દુલ માટે બન્યો એમના ઉપદેશના જવાબમાં યઝીદે કહ્યું, "તું પૈગમ્બરનો સહાબી ન હોત તો હું તારી ગરદન મારવાનીજ આજ્ઞા કરત." સમરાએ કહ્યું, "પયગમ્બર સાથે મારા માત્ર ઉઠવા બેસવાનું તું એટલુ માન રાખે છે કે મારી ગરદન મારવાની આજ્ઞા નથી આપતો અને ઇમામે હુસયનના મામલામાં તને એમના સગપણનો લિહાઝ ન રહ્યો અને તેં એમને શહીદ કર્યા!" આ વાતોની દરબારીઓ ઉપર એટલી બધી અસર પડી કે સૌ કોઈની આંખોમાં આંસુ ભરાઈ આવ્યા.

## રોમના સુલ્તાનનો પ્રતિનિધિ.

યઝીદના દરબારમાં બીજા દેશના પ્રતિનિધિઓમાં રોમના સુલ્તાનનો એક ખ્રિસ્તી પ્રતિનિધિ પણ હાજર હતો. તેણે ઇમામના સરે મુબારક માટે યઝીદને પ્રશ્ન કર્યો. પ્રથમ તો યઝીદે તેને "તને એની શી ચિંતા?" કહીને ટાળીજ દેવાનો ઇરાદો કર્યો. પરંતુ જ્યારે તેણે કહ્યું કે "હું અહીંથી મારા સુલ્તાનની સેવામાં જાઉં છું ત્યારે તે અહીંના દરેક બનાવ વિષે મને પ્રશ્નો કરે છે" ત્યારે તેણે કહ્યું. કે, "આ હુસયન ઇબ્ને અલી (અ૦)નું માથુ છે."

તેણે પુછયું. "તેની માનું નામ?"

ઉત્તર મળ્યો કે; "ફાતિમા. (સ૦ અ૦)"

તેણે પુછયુ, "શું પયગમ્બરની લાડકવાયી શાહજાદી ફાતિમા?"

ઉત્તર મળ્યો કે "હા."

આ સાંભળીને તેણે કહ્યું, "અફસોસ છે તારી ઉપર અને તારા ધર્મ ઉપર. મારો અને તારો ધર્મ એક ન હોઈ શકે. મને જો, કે હઝરત દાઉદ (અ૦) અને મારી વચ્ચે ૭૦ પેઢીઓ થઇ છે છતાં આજ સુધી જ્યાં જ્યાં હુ જાઉં છું ત્યાં ત્યાં ખ્રિસ્તીઓ ને યહુદીઓ મારા પગ નીચેની રજ ઉપાડીને આંખે ને કપાળે લગાડે છે અને તમે લોકોએ એવા

બુઝુરગવારનુ લોહી વહાવ્યું છે જેમની ને તમારા પયગમ્બરની વચ્ચે હજી માત્ર એકજ પેઢી થઇ છે. હવે સાંભળ: આ વાત વિગતવાર મેં તને એટલા માટે પુછી હતી કે એક વખતે હું ચીનના એક ટાપુમાં જઇ ચડયો, જ્યાંથી અંબર, કપુર અને યાકુત આવે છે. ત્યાં ખ્રિસ્તીઓના ઘણા દેવળો છે. કનીસએ હાફિર નામના દેવળમાં લાલ યાકુતથી સુસજ્જિત થયેલું એક વાસણ છે જેમાં હઝરત ઇસા (અ૦) ના ગધેડાની ખરી રાખેલી છે. દર વર્ષે હજારો ખ્રિસ્તીઓ એની ઝિયારત કરવા આવે છે. એક આ પ્રજા છે અને એક તમે છો કે તમારા પયગમ્બરના પુત્રને કત્લ કરો છો! ઇશ્વર તમારા કામોમાં બરકત ન આપે."

આ શબ્દો સાંભળી યઝીદ અગ્નિ પેઠે સળગી ઉઠયો અને તરતજ તેની ગરદન મારવાની આજ્ઞા આપી.

ગરદન મારવાની આજ્ઞા સાંભળી રોમના સુલ્તાનના પ્રતિનિધિએ કહ્યું, "સર્વ સ્તુતિ અલ્લાહ માટે હજો. હે યઝીદ! ગઈ રાતથી હું એક વાતમાં મુંઝાયો હતો. મે સ્વપ્નામાં જોયું કે તમારા પયગમ્બર પધાર્યા અને મને સ્વર્ગની ખુશ ખબરી પહોંચાડી એથી મને નવાઇ લાગી. પણ હવે હું ખરા દિલથી ઇસ્લામનો સ્વીકાર કરું છું." એટલું કહીને તેણે ઇમામનું સરે મુબારક પોતાના ખોળામાં લઈ લીધું. અને એને બોસા આપવા લાગ્યો એજ સ્થિતિમાં યઝીદી જલ્લાદોએ એનુ કામ તમામ કર્યું. (રહમહુલ્લાહુ અલયહ)

**યઝીદ અને જાસલીક.**

નાસિખુત્વારિખના કર્તા રોમના એક બીજા પ્રતિનિધિ જાસલીકે મસરાની વિષે ઉલ્લેખ કરતાં લખે છે કે યઝીદનાં દરબારમાં ઇમામનું સરે મુબારક જોઇને બેચેન થઇ ગયો. તેની આંખોમાંથી આંસુઓ સરી પડયા અને તે યઝીદને સંબોધીને બોલ્યો હે અમીર! આ પવિત્ર હોટ પરથી તારી છડી હટાવ. મેં પયગમ્બરને એ હોટને ચુંબન કરતાં જોયા છે. એક વખત મારી યુવાવસ્થામાં એક વેપારી જરૂરત અંગે હું મદીનતુન્નબીમાં

જર' ચઢ્યો. ત્યાં પહોંચીને પૈગમ્બરના દર્શન માટેની મારી આતુરતા બેહદ વધી ગઇ આખરે થોડુંક મિસ્ક અને અંબર તોહફા તરીકે સાથે લઇને હું પૈગમ્બરની સેવામાં હાજર થયો, પૈગમ્બરના ચહેરા ઉપર કંઈ અલૌકિક તેજ જોઈને હું તો સાવ અંજાઈજ ગયો." એટલામાં પૈગમ્બરે મારૂં નામ પુછ્યું મેં મારૂં નામ અબ્દુશ્શમ્સ ( સૂર્યનો પુજારી ) બતાવ્યું હઝરતે ફરમાવ્યું, "હું આજથી તારૂં નામ અબ્દુલ વહહાબ પાડું છુ."

પૈગમ્બરની વાતચીત અને વર્તન પરથી મને હઝરત ઈસાની આગમચેતી યાદ આવી–"અને હું મારી પાછળ આવનાર એક મહાન પૈગમ્બરની ખુશખબરી સંભળાવું છું: તેનું નામ અહમદ હશે." મને ઇસ્લામ ઉપર શ્રદ્ધા આવી અને ત્યારથી હું મુસલમાન થઇ ગયો.

એ પછીથી જ્યાં સુધી હું મદીનામાં રહ્યો ત્યાં સુધી વખતો વખત પૈગમ્બરની સેવામાં હાજર થતો રહ્યો એક દિવસે ઉમ્મુલ મોઅ્મિનીન હ૦ ઉમ્મેસલ્માને ત્યાં પૈગમ્બરની સેવામાં હું બેઠો હતો. એ વખતે ઈમામ હસન અને ઇમામ હુસયન અલયહિમસ્સલામ અંદર આવ્યા. પૈગમ્બરે પોતાના હાથ લંબાવ્યા અને પોતાના બન્ને નવાસાઓને ખોળામાં બેસાડીને પ્યાર કરવા લાગ્યા. પ્યાર કરતી વખતે હઝરત ફરમાવતા જતા હતા કે "હે હુસયન! તને કત્લ કરનાર અને તારા કાતિલને સહાય કરનાર બન્ને અલ્લાહની રહમતથી દૂર રહેશે."

બીજા દિવસે પણ એજ બનાવ બન્યો. થોડા વખત પછી બન્ને શાહઝાદાઓ પૈગમ્બરની પાસે આવ્યા અને કહેવા લાગ્યા, "નાના જાન! અમે આપસ આપસમાં જોર અજમાવીયે છીએ. આપ અમારા પરિક્ષક બનો અને અમને જણાવો કે; અમારામાંથી કોણ વધારે બળવાન છે. પયગમ્બરે ફરમાવ્યું, "વ્હાલાઓ! એ કરતાં તમે બન્ને કંઇ લખી લાવો. જેનાં અક્ષરો વધારે સુંદર અને ચોખ્ખા હશે તે વધારે બળવાન ગણાશે." બન્ને શાહઝાદાઓ ખુશ ખુશ થઇને અંદર ગયા અને થોડા વખતમાં

પોતપોતના લખાણો સાથે પેગમ્બરની સેવામાં હાજર થયા પેગમ્બરે ફરમાવ્યું, "મારા વ્હાલાઓ! હું લખી જાણતો નથી, તમે તમારા આ લખાણો તમારા પિતા પાસે લઈ જાઓ: તેઓ એનો ચુકાદો આપશે." બન્ને જણાં હઝરત અલીની સેવામાં હાજર થયા. એકના લખાણ ઉપર બીજાના લખાણને સરસાઈ આપ્યાથી બાળકોનું મન દુઃખાશે એ વિચારથી હઝરત અલીએ પોતાના બન્ને પુત્રોને હ૦ ફાતિમા સ૦ અ૦ પાસે જવા કહ્યું. માતાએ પણ એવા વિચારથી કોઈ ચુકાદો તો આપ્યો નહીં. પરંતુ પોતાના ગળામાંની મોતી માળા ઉતારીને એનાં મોતીઓ જમીન ઉપર વિખેરી નાંખ્યા અને ફરમાવ્યું કે "તમારામાંથી જે વધુ મોતીઓ વીણી શકશે તેના અક્ષરો સુંદર ગણાશે." મોતીઓમાં સાત મોતીઓ હતા બન્ને બાળકો ત્રણ ત્રણ મોતી વીણી લીધા અને બાકી રહેલો એક મોતી મેળવવા બન્નેએ હાથો લંબાવ્યા એ વખતે જીબ્રઈલે એ મોતીના બે કટકાં કરી નાખ્યા અને દરેક બાળકે અડધો અડધો મોતી હાથ કર્યો. હે અમીર જે બાળકોનું ખુદા અને તેના પ્રીય પયગમ્બર પાસે આટલું માન હોય તેઓ સાથે તું આવી નિર્દયતાથી વર્તતા જરાય અચકાયો નહીં! ધિક્કાર હજો તારાં જીવન પર. અલ્લાહ તને પોતાની દયાથી દુર રાખે.

રોમના એ પ્રતિનિધિ સાથે યઝીદે કેવી વર્તણુંક કરી એ વિષે નાસિખુત્તવારીખમાં કંઈ ઉલ્લેખ નથી.

એ પછી દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો અને અહલેબૈતને એક અંધારા કેદખાનામાં લઈ જવામાં આવ્યા ઇમામનુ સરે મુબારક કેદખાનાના દરવાજામાં લટકાવી રાખવામાં આવ્યું.

**પાછા દરબારમાં.**

બીજા દિવસે અહલેબૈતને પાછાં દરબારમાં લાવવામાં આવ્યાં. યઝીદે ઈમામ ઝયનુલઆબેદીન અલયહિસ્સલામને સંબોધીને વાતની આવી રીતે શરૂઆત કરી, "હે હુસયન ઇબ્ને અલી (અ૦) તમારા બાપ અને

દાદાએ રાજ્યની લગામ પોતાના હાથમાં લઇ લેવા માટે ઘણું ઘણું કર્યું પરંતુ અલ્લાહનો પાડ છે કે તેણે તેઓને કત્લ કરાવ્યા અને તેઓનું લોહી વહેવરાવ્યું."

એના જવાબમાં ઇમામે ફરમાવ્યું, "હે મોઆવિયા અને હિન્દના પુત્ર! એ પદ્વિઓ તો તું જન્મ્યો ન્હોતો ત્યારથીજ અમારા માટે નક્કી થયેલી હતી. ઓહોદ, બદ્ર અને ખંદકની લડાઇઓમાં પૈયગમ્બરની ધજાઓ મારા દાદાના હાથમાં હતી. અફસોસ છે તારી ઉપર, હે યઝીદ! તેં મારા પિતા, કાકા, સગા અને પિત્રાઇ ભાઇઓ સાથે જે નિર્દય વર્તણુક ચલાવી છે એની ભયકરતાની જો તને જરા પણ સમજ હોત તો મને ખાત્રી છે કે તું દીવાનો થઇને જંગલોને રણમાં ન્હાસી જાત અને આખી જિંદગી રડવા ને આસુઓ પાડવામાં ગાળત. મારા પિતા, અલી અને ફાતિમાના ફરઝંદનું માથું અને તારા દરવાજા ઉપર લટકાવવામાં આવે! હે યઝીદ! હવે તારી આ કરણીનું ફળ ચાખવા તૈયાર થઇ રહે. ખરેખર આખેરતમાં તારા માટે સખત અઝાબ સિવાય બીજું કંઇજ નથી."

ઇમામના આ શબ્દો સાંભળી યઝીદ લાલપીળો થઇ ગયો અને તેણે તરતજ ઇમામની ગરદન મારવાની આજ્ઞા કરી. જલ્લાદે તલ્વાર ખેંચી પણ વાર કરવાં જતાં તેનો હાથ સુકાઇ ગયો. આ ચમત્કાર જોઇને દરબારીઓ સૌ ધભરાઇ ગયા. યઝીદનું અંગેઅંગ ધ્રુજવા લાગ્યું. તેણે તરતજ પોતાની આજ્ઞા પાછી ખેંચી લીધી. જલ્લાદ પોતાની આ અવદશા જોઇ રડી પડયો અને ઇમામની પાસે માફી માંગી. ઇમામે તેના માટે દોઆ કરી અને તરતજ તેનો હાથ તંદુરસ્ત થઇ ગયો

યઝીદ જોઇ રહયો હતો કે આમ દરબારમાં આવા બનાવો બનવાથી પ્રજાના હૃદયોમાં તેના પ્રત્યે તિરસ્કાર વધતોજ જતો હતો. થોડા વધુ વખત સુધી અહલેબૈત દરબારમાં ઉભા રહે એ તેને પોતાની અને પોતાનાં રાજ્યની સલામતી માટે અત્યંત હાનીકારક જણાયું. આથી તેણે

અહલેબૈતને તરતજ કેદમાં લઇ જવાની આજ્ઞા કરી.

**એક સ્રીની નિર્દય કત્લ.**

ઘણા દહાડા સુધી અહલેબૈત કેદ રહયાં. શરૂઆતના થોડા વખત દરમિયાન યઝીદ બહુ સખ્તાઇથી વર્તયો-આશય એ હતો કે સખ્તાઇથી બ્હીને કોઇ તેનાં ગજ્યની વિરૂદ્ધતા કરવા ન પામે અને તેણે અહલેબયત ઉપર ગુજરેલા ભયંકર અત્યાચારો ઢંકાઇ જાય. પરંતુ એ સખ્તાઇની અસર ઉલ્ટીજ થવા માંડી. જેમ જેમ અહલેબયત તરફ વધુ સખ્તાઈ દેખાડવામાં આવી તેમ તેમ યઝીદશાહી પ્રત્યે લોકોના હૃદયમાં વિરોધ અને તિરસ્કાર વધ્યેજ ગયા. પાપનો ઘડો સાવ ભરાઈ ગયો હતો. એને છલકાતાં વાર ન હતી. યઝીદને પાછળથી એ હકીકત જણાઈ ખરી, પરંતુ ઘણી મોડી.

એક વખત એવો હતો કે પયગમ્બરના કુટુંબીજનોનું નામ સુધાં તેની સામે કોઇ માનપુર્વક લઈ શકતુ ન હતું પરતુ હવે વસ્તુસ્થિતિ સાવ ફેરવાઈ ગઇ હતી. તેના પોતાના દરબારમાં તેને દરેક વખતે પયગમ્બરના કુટુંબીજનોનું નામ માનસહિત સાંભળવું પડતું હતું.

એવા પ્રસંગે કોઈ કોઈ વખતે તે ઉશ્કેરાઇ જઇને પાછો સખ્તાઈ વાપરવા લાગતો-અને એની અસર પણ એટલીજ ઉલ્ટી થતી.

અલ્લામાં અબુઇસ્હાક સહલની જબાની એવા એક બનાવનું વર્ણન કરતાં લખે છે કે એક દિવસે અમે યઝીદની પાસે બેઠા હતા એવામાં એક અત્યંત રૂપવંતી સ્રી દરબારમાં દાખલ થઇ એવી ખુબસુરત કુમારિકા અમે અગાઉ કદી જોઈ ન હતી. યઝીદની પાસે આવીને તેણે પૂછ્યું, 'હે યઝીદ! ઇરાકથી તારી આગળ આ કોનું માથું લાવવામાં આવ્યું છે?"

તેણે જવાબમાં કહ્યું કે "હુસયન ઇબ્ને અલી (અલયહિસ્સલામ)નું."

કુમારિકાએ કહ્યું, વલ્લાહ! આ દુઃખ એમના નાના, માબાપ અને કુટુંબ માટે અસહ્ય છે. ખુદા શાહેદ છે હે યઝીદ! અત્યારે હું આરામની

નિદ્રા લઇ રહી હતી. મેં સ્વપ્નામાં જોયુ કે આકાશના દરવાજા ઉઘડયા અને પાંચ મોટા માણસો અગ્નિ સાથે નીચે ઉતર્યા અને તારા મહેલની પાસે આવીને કહેવા લાગ્યા કે આ ઘરને બાળી નાંખો. નિર્દોષ લોહીનો બદલો લેનાર અલ્લાહનું એજ ફરમાન છે."

આ શબ્દો સાંભળી યઝીદ લાલ પીળો થઇ ગયો અને જવાબમાં કહેવા લાગ્યો, "ફિટકાર હજો તારી ઉપર! તું મારા દેશમાં રહે છે અને મારે ત્યાં પરવરિશ પામે છે છતાંય આવી વાતો કરતાં બીતી નથી! હુ તને ઘણી ખરાબ રીતે કત્લ કરાવીશ."

તેણે પુછ્યું, ,'કંઇ એવી શરત છે કે જેથી તું મને ક્ષમા કરી શકે?"

ઉત્તર મળ્યો, "હા મિમ્બર ઉપર જઇને અલી અને એના વંશજો ઉપર લા'નત કર. હું તને માફ કરીશ"

આ શબ્દો સાંભળી તે કુમારિકા મિમ્બર ઉપર ગઈ અને મોટા અવાજે દરબારીઓને સંબોધતા બોલી, "હે લોકો - તમને ખબર છે કે યઝીદે મને એવી આજ્ઞા કરી છે કે, હુ હઝરત અલી અ૦ અને એમના પાક અહલેબૈત માટે ખરાબ બોલુ: એ છતાં કે હઝરત અલી કૌસરનું પાણી પાનારા છે અને કયામતના દિવસે લિવાએહમ્દ પણ એમનાજ હાથમા હશે અને એમના બન્ને પુત્રો જન્નતના જવાનોના સરદાર છે. હે લોકો! તમે સૌ જાણીતા થાઓ કે યઝીદ અને યઝીદની બયઅત કરનારા અને ઇમામ હુસયન અલયહિસ્સલામને કત્લ કરનારા સૌની ઉપર અલ્લાહની અને લા'નત કરનારાઓની લા'નત હજો અને હઝરત અલી અને એમના અહલેબૈત ઉપર અલ્લાહની રહમત અને સલામતી હજો. આ મારૂં ઇમાન છે. એ ઉપર હું જીવુ છું એની ઉપર મરીશ અને એ સાથે ન્યાયના દિવસે અને ખુદાના દરબારમાં હાજર થઇશ."

તેના આ શબ્દોએ યઝીદનું હૃદય ચીરી નાખ્યું. તે ગુસ્સે થઇને

ઉભો થઇ ગયો અને તરતજ તેની ગરદન મારવાની આજ્ઞા કરી. આજ્ઞાની વાર હતી. જલ્લાદ તલ્વાર સાથે આગળ વધ્યો અને તે કુમારિકાનું નિર્દોષ લોહી યઝીદી દરબારમાં રેડાયું.

## યઝીદની પશેમાની.

આવી આવી નિર્દયતાથી યઝીદશાહી પ્રત્યે સર્વત્ર ભારે તિરસ્કાર ફેલાયો. યઝીદને હવે ઘણી નમનતાઇથી કામ લેવું પડયું. તે લાચાર હતો. અહલેબૈત તરફ સખ્તાઈ કરવા જતાં તેના રાજ્ય પ્રત્યે વિરોધ વધ્યેજ જતો હતો છેવટે તેણે અહલેબૈત તરફ કંઇક નમ્ર વર્તણુંક રાખવા માંડી. ખાનગી રીતે તે ઇમામે ઝયનુલઆબેદીન અલયહિસ્સલામને કેદમાંથી પોતાની પાસે બોલાવતો અને લાંબા વખત સુધી તેમની સાથે વાતો કરતો. એ વખત દરમિયાન તેણે પોતાને ઇમામ હુસયનના ખુન માટે બિનકસુર ઠરાવવાના ઘણા પ્રયત્ન કર્યા પરંતુ વ્યર્થ.

એ છતાં અહલેબૈતની સ્થિતિ તો જેવી ને તેવીજ હતી. તેઓનાં દુઃખોમાં કંઇપણ ઘટાડો થયોજ ન હતો નીચેના એક બનાવ પરથી એ હકીકત સ્પષ્ટ જણાઇ આવશે.

એક દિવસે ઇમામ ઝયનુલ આબેદીન અલયહિસ્સલામ યઝીદ પાસે થઇને કેદમાં જઇ રહ્યા હતા. રસ્તામાં મિન્હાલ ઇબ્ને ઉમર સાથે મુલાકાત થઈ. મિન્હાલે મિઝાજપુર્સી કરી. હઝરતે ફર્માવ્યું, "હે મિન્હાલ ! અમારી મિસાલ એ બનીઇસરાઇલ જેવી છે જેઓના પુરૂષો કત્લ કરી નાંખવામાં આવ્યા અને સ્રીઓ છોડી દેવામાં આવી. આજ સુધી અરબોએ ગેર અરબોપર એમ કહીને ફખ્ર કરતા હતા કે મોહમ્મદ સ૦ અમારા દેશમાં જન્મ્યા છે અને કુરયશ કબીલાના લોકો અરબોના બીજા કુટુંબો ઉપર એમ કહીને ફખ્ર કરતા હતા કે હઝરત પયગમ્બર અમારા કબીલાના છે અને આજે અમે એમનાજ વંશજો અને અહલેબયત છીએ કે આવી નિર્દયતાથી કત્લ કરવામાં આવ્યા અને કેદ ભોગવીએ છીએ."

અહલેબૈતના નાના નાના બાળકો અને સ્ત્રીઓએ, અંધારા કેદખાનામાં, ઘણા દીવસો સખત દુઃખ અને કષ્ટમાં વીતાડવાં ખરેખર પયગમ્બરના કુટુંબીજનો માટે એ ભારે સખત પરિક્ષા હતી અને એમાં પસાર થઇને એ પવિત્ર આત્માઓએ ઇસ્લામની વીરાન અને ઉજ્જડ પડેલી જમીનને રસકસથી ભરપુર કરી નાંખી. એનાજ પ્રતાપ છે કે આજે આપણે ઇસ્લામનું અમૃતજળ પીવા ભાગ્યશાળીથયા છીએ.

## દમિશ્કની મસ્જિદમાં ખુત્બો.

એ અરસા દરમિયાન એક દિવસે યઝીદે ખતીબને મિમ્બર ઉપર જઇને અલીઇબ્નેતિમા માટે ખરાબ બોલવાની આજ્ઞા કરી. તરતજ આજ્ઞા પળાઇ. એ વખતે ઇમામ ઝયનુલઆબેદીન અ૦ મસ્જિદમાં હાજર હતા. ખતીબના આક્ષેપો સાંભળીને હઝરતે ફરમાવ્યું, "અફસોસ છે તારી ઉપર, હે ખતીબ! એક બંદાની ખુશામદ કરવા માટે તેં તારા સરજનહારની નાફરમાની કરી અને અગ્નિમાં પોતાનું રહેઠાણ બનાવ્યું!" એટલું કહીને હઝરતે, યઝીદ તરફ ખિતાબ કર્યો. "હે યઝીદ! તું રજા આપતો હોય તો હું મિમ્બર ઉપર જઇને ખુત્બા તરીકે થોડુંક કહેવા માંગું છું."

યઝીદે પ્રથમ તો આજ્ઞા ન આપી, પરંતુ જ્યારે લોકોએ હઝરતનો ખુત્બો સાંભળવાની બેહદ આકાંક્ષા દેખાડી ત્યારે તેણે લાચારીએ રજા આપી. ઇમામ મિમ્બર ઉપર ગયા સૌથી પહેલાં અલ્લાહની સ્તુતી બજાવી ને પૈયગમ્બર સ૦ ઉપર દુરૂદ મોકલ્યા પછી નીચે પ્રમાણે ફરમાવ્યું: *

---

* અહિં સુધી ભાઇ જાફરઅલી 'અસીર' એ અનુવાદ કર્યું છે.

ખુત્બાનો સાર. *

હે લોકો ! ખુદાવંદે કરીમે જ્ઞાન અને બુદ્ધિ, તેમજ વિનતા અને શૂરતાની અમોને ખાસ બક્ષીશ કરી છે, તેમજ અમારા પ્રત્યેના પ્રેમથી, મોઅમીનોના દિલોને પુર્ણ કરી દીધા છે એટલુંજ નહિ, પરંતુ હ૦ મુહમ્મદ સ૦ ની ઉમ્મતમાંથી દરેક કરતા મોટો દરજ્જો આપ્યો છે

જે લોકો મને જાણતા હોય, અને જે નહિ જાણતા હોય, એ સર્વને હું મારી પ્રતિષ્ઠા અને વંશાવળીથી રોશન કરૂં છું, કે હું સાહેબે મક્કા અને મિનાનો પુત્ર છું, હું સાહેબે ઝમઝમ અને સફાનો બેટો છું, હું એના વંશમાંથી છું કે જેના પુર્વજે અસ્વદના હજરૂલ અસ્વદને પોતાના દામનથી ઉપાડયો હતો. હું એનો દિકરો છું કે જેણે બુરાક પર સવાર થઈ સર્વ આકાશોનો વિહાર કર્યો છે હું એનો બાળક છું કે જે સિદ્રતુલ મુન્તહા (હ૦ જીબ્રઈલની ઉડવાની છેલ્લી હદ) સુધી પહોંચ્યા હતા. અને ખુદાવંદે કરીમે પોતાની વહીનો ખજાનો બતાવ્યો હતો હું તેનો લાડકોડું કે જેણે બે તલવાર અને બે ભાલાઓને એક સાથે લઈ યુદ્ધમાં ઝપલાવ્યું છે હું એનો સંતાન છું કે જેનાથી કાફરોએ સત્ય માર્ગ મેળવ્યો હતો હું એની ઓલાદ છું કે જેણે હ૦ રસુલે ખુદા સ૦ ના સાથે બે હિજરત કરી હતી જેમાંથી એક હબ્શામાં અને બીજી મદિનામાં, હું એનો ફરજંદ છું કે હ૦ જીબ્રઈલ જેના મિત્ર હતા, અને હ૦ મિકાઇલ જેના સહાયક હતા હું તેની ઓલાદમાંથી છું કે જેણે દિલાવરોને જડમુળથી ફેંકી દીધા, એમણેજ તલ્હા અને ઝુબયરના લશ્કરને છિન્ન ભિન્ન કરી નાખ્યું, અને શામના સનિકોને પોતાની તેજદાર તલ્વારથી કાપી નાખ્યા

હું જનાબે ફાતેમતુઝઝહેરા અને જનાબે ખદિજતુલ કુબરાનો બાગ

---

* અહીંથી છેવટ સુધી ભાઈ ગુલામહુસેન મગારે અનુવાદ કરેલ છે.

છું અરે! હું એનો ફરજંદ છું કે જેના જીવન તારને ક્રુર આગળીઓથી તોડી નાખવામાં આવ્યું અને પ્યાસની હાલતમાં જેનું માથું ધડથી જુદું કરી નાખવામાં આવ્યું હું તેનો લાલ છું કે જેની લાશને કરબલાની બળતી રેતી પર ઉઘાડી નાખી દેવામાં આવી, અને અબા તેની ઉતારી લેવામાં આવી હું એનો ફરજંદ છું કે જેનું માતમ આકાશપર ફરિસ્તાઓએ કર્યું અને જીન તેમજ માનવો ભૂમીપર રડ્યા એટલુંજ નહિ બલ્કે પંખી પક્ષિ સુધ્ધાં પણ રૂદનમય રહ્યાં હું તેનો બેટો છું કે જેનું માથું નેઝા પર ચડાવી એક શહેરથી બીજા શહેરમાં ફેરવવામાં આવ્યું, અને તેની અહલેબૈતને બંધીવાન બનાવી કરબલાથી શામ સુધી ઉઘાડે માથે લઇ જવામાં આવી.

હે લોકો! તમો સાક્ષિ રહો, કે હું ખુદાનાં હજાર હજાર શુક્ર કરૂં છું કે તેણે અમો અહલેબૈતને કપરી કસોટીમાં જોયાં, અને તે પણ આવા સમયે કે જે સમયે હિદાયતની ધજા અમારા હાથમાં હતી, અને ગુમરાહીનું સુકાન અન્યોનાં હાથમાં હતું.

મજકુર ખુત્બાનો તરજુમો "નાસેખુત્તવારીખના આધારે કરવામાં આવેલ છે હવે અહીં એ ખુત્બાનો પણ ભાગ નીચે આપીયે છીએ કે જે ઇમામ અસ્ગરીએ "નુરૂલઅયન" માં લખેલ છે.

"હે હાજર રહેલાઓ! હું તમને દુન્યાની તે વસ્તુઓથી ડરાવું છું કે જે બધી નાશ થનારી છે (ધ્યાન કરો) આ દુન્યાએ વિનાશના કાળને નહતાં જેમ કરી દીધેલ છે.(હે લોકો) તે કોમના લોકોનું આયુષ્ય તમારાથી વિશેષ હતું અને તમારાથી પણ અધીક ધનીક હતાં પરંતુ અંતે માટીના કિડાઓએ તેઓનાં દેહને કોરી ખાધું. આવું છતા શું એમ સમજો છો? કે તમો દુન્યામાં હમેશા જીવતાં રહેશો તમારી આવી ઇચ્છાને છોડી રાખો કારણ કે તમને તે લોકોથી એક દીવસ જરૂર મળવું છે, તમારા જીવનનો કેટલોક ભાગ તો વિતી ગયો અને હવે જે બાકી રહેલ છે -

તેમા નરમી કરી અને માન આપે ન પહેલા તમારી ઇચ્છાઓથી અલગ થઈ જાવ (યાદ રાખો) જ્યારે તમો આ ગેરીઓને સગી દ્રષ્ટિમા ગયા અને ખુદા સમક્ષ તમારી કરણીનો હિસાબ આપશો.

ખુદાના આગળ વિશાળ ઇચ્છાઓનો પાપીઓની તોય છે અને એવા ગરિબો નુકશાન પામનાર છે પરંતુ તે સમયે તેવાઓનુ પશ્ચાતાપ કંઇ પણ લાભ દાયક નિવડશે નહિ, તેઓ આજીજી કરશે, પણ કોઈ સાંભળનાર નહશે, માત્ર તેની કરણીજ તેની દ્રષ્ટિ સમક્ષ હશે (અફસોસ) તમારા પરવરદિગાર કોઇ પર જુલમ કરતો નથી.

હે લોકો! તમારામાંથી જે લોકો મને જાણે છે એ જાણે છે, અને જે નથી જાણતા એ જાણતા થઈ જાય કે હુ અલી કે જે હુસયન ઇબ્ન અલી (અ૦) છુ, અને જનાબે ફાતેમતુઝઝહેરાનો પૌત્ર છું. હુ ફરઝંદે અમિરૂલમુઅમેનીન છુ, અને નાનીમે મુહમ્મદ વસિનાનો બાળક છુ અને એની ઔલાદમાંથી છુ કે જેના સાથે મલાએકાઓએ આસમાનના નમાઝ પડી હુ એનો ફરઝંદ છુ કે જે બુધ્ધિ અને મોઅજીઝાનો માલિક છે, હુ એનો બેટો છુ કે જે સાહેબે કુરઆન અને કરામત છે, હુ સૈયદ મહમ્મદનો ફરઝંદ છુ, હુ કૃપાળનીનો હિસ્સો છુ, હુ તેનો ફરઝંદ છુ કે જે નુબુવ્વતની તાજના માલેક છે હુ તેનો લાડકો છુ કે જે ખુશરૂપ સ્વાર થયેલ, હુ તેનો ફરઝંદ છુ કે જે કલમએ ઇસ્લામાઇલ (અ૦) છે. હુ તેનો સંતાન છુ કે જે કુરઆનના રહસ્યને જાણનાર છે હુ તેનો ફરઝંદ છુ કે જે પરહેઝગાર અને આબિદ છે હુ તેનો ફરઝંદ છુ કે જેણે પોતાનુ વચન બરાબર પાળ્યુ છે

હુ ખુદા એહોજહાનના પયગમ્બરનો પુત્ર છુ, હુ નેક બંદાના સરદારનો પુત્ર છુ હુ એનો ફરઝંદ છુ કે જેની પર સુરએ... નાઝિલ કરવામા આવ્યુ હુ એનો ફરઝંદ છું કે જેના પર ખુદાની ખાસ મહેરબાનીઓ છે હુ એનો ફરઝંદ છુ કે જેને કતાથી શહીદ

કરવામાં આવ્યું, હું એનો ફરજંદ છું કે જેનું માથુ ગળા પાછળથી કાપી લેવામાં આવ્યું હું એ તરસ્યાનો પુત્ર છું કે જેને તરસ્યો કતલ કરવામાં આવયું. અરે! હું એનો ફરજંદ છું કે જેની લાશ કરબલાની ભુમી પર કફન અને કબર વિનાની પડી રહી. હું એનો ફરજંદ છું કે જેની મઝલુમી પર આકાશનાં ફરિસ્તાઓ રડયા.

હે લોકો! અલ્લાહે અસહ્ય દુઃખોથી અમારી પરિક્ષા લીધી છે. અને તે પણ એવી રીતે કે અમારા હાથમાં હિદાયતની ધ્વજા આપી, અને અમારા વિરોધીઓને નુકશાન પામતા બનાવયો, અને એજ કારણે અમને અલ્લાહ પાકે દુન્યાપર મહાન મરતબો આપ્યો. ખુદાએ અમને એ બક્ષિશો આપી છે કે જે અન્ય કોઈની પાસે પણ નથી જ્ઞાન વિદ્વતા શૂરતા ખુદાનો પ્રેમ રસુલે ખુદા (સ૦) ની મહોબ્બત આ પાંચે વસ્તુઓ માત્ર અમનેજ આપવામાં આવી છે. અન્ય કોઈને પણ નથી આપી.

જ્યારે ઇમામ ઝયનુલ આબેદીન અ૦ અહીં સુધી આવ્યા તો દરેક હાજર રહેલાઓ રડવા લાગ્યા, આવુ વાતાવરણ થતાં યઝીદને ભય પેઠો કે રખે શામવાળાઓ ઇમામનાં આ ખુત્બાથી મારી વિરૂધ્ધતા કરી બેસે યઝીદ મુઝાયો અને ઇમામના ખુત્બાને બંધ કરવાનાં ઉપાય શોધવા લાગ્યો, અંતે એને સુઝી આવ્યુ કે ઇમામનો ખુત્બો અઝાન થકીજ બંધ કરી શકાય છે. તરતજ તેણે મોઅઝઝનને અઝાન આપવાની ઇશારત કરી. અને જોતજોતામાં "અલ્લાહો અકબર" નો અવાજ બુલંદ થયો, હાજર રહેલાઓનાં કર્ણ પટથી એ નાદ અથડાયો, ઇમામે પણ સાંભળ્યું, અને સાંભળીને કહ્યું.

"અલ્લાહો અકબર કુલ્લો અકબર."

(અલ્લાહ સર્વ મહાનથી મહાન છે.) અને જ્યારે "અશ્હદો અન્ન લાએલાહા ઇલ્લલ્લાહ" કહેવામા આવ્યું ત્યારે ઇમામે પણ એજ શબ્દોનો ઉચ્ચાર કર્યો, પણ જ્યારે મોઅઝઝને કહ્યું અશ્હદો અન્ન

પણ રડવા લાગી આ બનાવની યઝીદને ખબર પડી, તેણે એકાએકનાં રૂદનનું કારણ પુછાવ્યું સમાચાર મળ્યા કે ઇમામ હુસયન અ૦ ની નાની દિકરી જ૦ સકીના પોતાના બાપના માટે વિલાપ કરે છે. યઝીદ ભયભીત તો હતોજ અને વળી આ કોહરામથી તેની વ્યાકુળતામાં ઓર વધારો થયો કોહરામ સમાવી લેવા માટે તેણે ઇમામ હુસયન અ૦ નું માથું કેદખાનામાં બાઇઓ પાસે એ ધારણા એ મોકલાવ્યું કે કદાચ જ૦ સકીના પોતાના પિતાનું માથું નિહાળી શાંતિ પકડશે, માથું કેદખાનામાં આવ્યું જ૦ સકીનાએ જોયુ, અને માથું લીધું અને હૈયાફાટ રૂદન કરવા લાગી અને એક રાડ પાડી અંતે વફાત પામી આથી બીબીઓનાં શોકમાં ઉમેરો થયો અને કેદખાનું માતમ ખાનામાં બદલાઇ ગયું. આ સર્વ સમાચાર યઝીદને પહોંચ્યા. આ બનાવથી વ્યાકુળ યઝીદ વધુ ને વધુ મુંઝાયો છેવટ જ૦ સકીનાની મય્યત ને દફન કરવાની સામગ્રી મોકલી આપી અને તેણીની મય્યતને દફન કરવામાં આવી.

## હિન્દનું સ્વપ્ન.

ઇમામના કુત્લા વખતે ઉભું થએલ વાતાવરણની અસર હજી તેના વિચારથી દુર થઇ ન હતી. જ૦ સકીનાની વફાત થઇ અને આથી તે અર્ધ દિવાના જેવો બની ગયો; ત્યાં ત્રીજો બનાવ તેની પત્ની હિન્દનુ સ્વપ્ન એના માટે આભ તુટી પડવા જેવું થયું યઝીદ તેણીને અત્યંત ચ્હાતો હતો. અને માત્ર તેણીજ એવી એક હતી કે જેનાંથી તે કંઇક ચૈન મેળવી શકતો. જો કે એ જાણતો હતો. કે હિન્દ એહલેબૈત પ્રત્યે અનહદ માન અને પ્રેમ ધરાવે છે, છતાં તેણી એના હૃદયની શાંતિરૂપ હતી.

અહલેબૈત જે દિવસોમાં કયદ હતાં તે દિવસોમાં યઝીદની પત્નિ હિન્દ. બિન્તે અબ્દુલ્લાહે એક રાતે સ્વપ્ન જોયું કે આકાશનો દ્વાર ઉઘડી ગયો છે, અને મલાએકાની એક ફોજ આકાશથી ઉતરી, ઇમામ હુસયન અ૦ ના સરે મુબારક પાસે આવે છે અને રડી રડીને કહે છે કે

વર્ષાદ વરસાવી ઉઠી, અને કેદખાના ભણી ગઈ, અહલેબૈતથી તેમની દુઃખ કથા સાંભળી એનું હૃદય ભરાઇ આવ્યુ લાગણી અને પ્રેમની છોળો ઉડવા લાગી અને છેવટે ત્યાંથી વિદાય લઇ, યઝીદ પાસે ગઇ અને અહલેબૈતને મુક્ત કરવાનો હુકમ અપાવ્યો.

છુટકારો.

જ્યારે એહલેબૈતને યઝીદ સમક્ષ લાવ્વામાં આવ્યા, ત્યારે જ૦ ઉમ્મે કુલસુમ સ૦ અ૦ એ કહ્યું "હે યઝીદ! જ્યારથી મારા ભાઇને કત્લ કરવામાં આવ્યા ત્યારથી અમો દિલ ખોલી રડવા નથી પામ્યા. આ સાંભળી યઝીદે તેમને જુદા ઘરની વ્યવસ્થા કરી આપવાનો હુકમ આપ્યો, અને એહલેબૈત ત્યાં જઇ ઇમામ હુસયન અ૦ નાં માતમમાં પરોવાઇ ગયા, રાત દિવસ નોહાખ્વાની ચાલું રહી; સારાય દમિશ્કમાં એકે હાશમી કે કુરેશી એવો ન્હોતો રહયો કે જે એહલેબૈતની શોક સભામાં ન જઈ આવ્યો હોય.

આ છે એ દુઃખદ કથાની સાચી તારીખ કે હજી હમણાંનીજ વાત હતી કે એજ અહેલેબૈતને ચાદર વિના કૈદ કરી. યઝીદની દરબારમાં લાવ્વામાં આવ્યા હતા અને યઝીદની બીકના કારણે શહેરીઓમાંથી કોઈ પણ અહેલેબૈતને પુછવા સુધ્ધાંની પણ હિમત કરી શકતું નહિં બલકે મીઠી નજરથી જોવાનુ પણ સાહસ ખેડી શકાતું નહિ. જો કે ઇમામ હુસયન અ૦ ના મરતબાથી જાણકાર તો બધાં હતાં પરંતુ રાજ આના લોક લાગણીનાં માટે તાળાં સમાન બની ગઇ હતી.

હજી તો આ માત્ર થોડા દિવસ ઉપરનીજ વાત હતી કે યઝીદે અહલેબૈતને સતાવવામાં કંઈએ બાકી ન્હોતું રાખ્યું પરંતુ છેવટે સચ્ચાઈની અસર છાની ન રહી યઝીદનાં દિલમાં ઘર કરી ગઈ, અને તે પોતાના હુકમથી પસ્તાયો. અને એજ અહલેબૈત આગળ હાથ જોડતો થયો. એક "એવા ખુને નાહક" ની અસર હતી કે જેની જોડ

નથી. શહીદ થનાર વ્યકિત કાઇ નાચારણ ન હતી, પરંતુ દુન્યાના મહાન પયગમ્બરના વંશમાથી ઉતરી આવેલ એક મહાન વ્યકિત હતી.

મુલ્લા અબુ ઇસ્હાક અસફરાઇ લખે છે કે એક અઠવાડીયા સુધી અહલેબૈત દમિશ્કમા રહ્યા, અને ઇમામ હુસયન અ૦ ના શોકમાં પરોવાયા

આપણ નસ્યાઇની શુ એક વિચિત્ર અસર છે! કે થોડાંજ દિવસ પહેલા ઇમામ હુસયન અ૦ ના કત્લની દમિશ્કમાં ખુશી પાળાઇ, અને એ દિવસને ઇદના દિવસની જેમ ઉજવવામાં આવ્યો, અને થોડાજ દિવસ પછી એ દમિશ્કમા જેના કત્લથી હર્ષ દિન ઉજવાયો, તેજ દિન શોક દિનમા બદલાઇ ગયો, હવે એ પણ દિવસ આવી ગયો કે, યઝીદે ઇમામ ઝયનુલ આબેદીન અ૦ ને કહ્યુ કે આપ હવે મુકત છો. જો આપ શામમાં રહેવા ચ્હાતા હોવ તો હું એ માટેની સર્વ વ્યવસ્થા કરી આપુ. અને જો મદિના જવાની ઇચ્છા હોય તો ખુશીથી આપ જઈ શકો છો. તો ઇમામે ફરમાવ્યુ કે હા! મદિનામાંજ જઇશુ, અને એજ અમારા માટે સારૂ છે.

મુલ્લા અબુ ઇસ્હાક અસફરાઇ, અને નાસેખુત્તવારિખનાં કર્તા લખે છે કે યઝીદે અહલેબૈતની સમક્ષ ઇમામ હુસયન અ૦ નાં કાતિલોને ભેગાં કર્યા અને આથી એ એમ દર્શાવવા માંગતો હતો કે ન તો હું ઇમામ હુસયન અ૦ નો કાતિલ છું કે ન તો મારી આના કાતિલ છે.

મુલ્લાં અબુ ઇસ્હાક અસફરાઇ વધુમાં લખે છે કે યઝીદે પોતાના અચાવમાં એક ભાષણ આપ્યુ અને તે દરમ્યાન કહ્યુ કે, હે લોકો! શું તમો એમ ધારો છો કે ઇમામ હુસયન અ૦ ને કત્લ કરનાર હું છુ ? ખુદા લઅનત કરે તેના પર કે જેણે ઇમામ હુસયન અ૦ ને કત્લ કર્યું હોય. અને તે કત્લ કરનાર અબ્દુલ્લાહ ઇબ્ને ઝિયાદ છે કે જે મારા તરફથી બસરાનો હાકિમ છે, અને એણેજ ઇમામને કત્લ કર્યું છે પછી તેણે સર્વથી પહેલાં શીશ ઇબ્ને રબઇને પુછ્યુ. કે ધિક્કાર થાય તારી પર.

શું મેં ઇમામ હુસયન અ૦ ને કત્લ કર્યું છે? ગ્રોશે કહ્યું, નહિ! ખુદા લઅનત કરે તેના પર કે જેણે ઇમામ હુસયન અ૦ ને કત્લ કર્યું છે.

પછી તેણે ખુલી ઇબ્ને યઝીદુલ અસબહીની તરફ ઇશારો કરી કહ્યું, કે શું ઇમામને કત્લ કરવાનો હુકમ મેં આપ્યો હતો? ખુલીએ કહ્યું નહિ! તેના કાતિલ પર ખુદાની લઅનત હજો.

આમ એક એકથી યઝીદ પુછતો ગયો અને તે અહીં સુધી કે હસીન ઇબ્ને નમીરની વારી આવી, હસીને પણ જવાબમાં પ્રથમ એજ કહ્યું કે જે બીજાઓએ એનાં અગાઉ કહ્યું હતુ, પરતુ પછીથી તેણે યઝીદને કહ્યું કે શું તું એ ચ્હાય છે કે ઇમામનો કાતિલ હું તને બતાવી દઉં? યઝીદે કહ્યું હા! હું એજ ચાહું છું. ત્યારે હસીને કહ્યુ. પહેલાં મને જીવનદાનનુ વચન આપવામાં આવે. યઝીદે કહ્યું આપ્યું. કે હસીન બોલ્યો હે અમીર! જેણે લોકોને અલમ અને માલ આપ્યો તેમજ જેણે સૈન્ય મોકલ્યું અને ચારો તરફ પત્ર વ્હેવાર શરૂ કર્યું, અને જેણે લોકોને ધાક બીક બતાવી, એણેજ ઇમામ હુસયન અ૦ ને કત્લ કર્યું છે. તો યઝીદે પુછ્યું, આ પ્રમાણે કોણે કર્યું? હસીને જવાબમાં કહ્યુ કે તું પોતેજ! આ સાંભળી યઝીદ ક્રોધાયમાન થયો અને તરત પોતાના મેહલમાં ચાલતો થયો, અને જે થાળીમાં ઇમામનું માથું મુબારક રાખવામાં આવ્યું હતું તે થાળીને સામુ રાખ્યું, અને રડતો રડતો પોતાનાં મોઢા પર તમાચા મારતો બોલતો હતો કે અરે રે! મેં આ શું કર્યું!

**અહલેબૈત અ૦ મદિનએ મુનવ્વરા તરફ.**

અહલેબૈત અ૦ ને જ્યારે આઝાદ કરવામાં આવ્યુ ત્યાર પછી સાત દીવસ સુધી અહલેબૈત અ૦ એ દમિશ્કમાં નિવાસ રાખી રવાના થયા અને રવાનગીના વખતે યઝીદે નોઅમાન ઇબ્ને બશીરૂલઅનસારીને પાંચસો સ્વાર સહિત બેલિમયા તરીકે સાથે આપ્યો. અને અહલેબૈત દમિશ્કમાંથી રવાના થઇ પહેલાં કરબલા ગયા; અને ત્યાં

ઈમામ હુસયન અ૦ ની કબ્રથી વિદાય લઈ મદિના ગયા

"મક્તાહુલઅકાનાં કર્તાએ મદિના પ્રવેશનુ વર્ણન નીચે મુજબ કર્યુ છે.

જ્યારે મહમદ હબ્ને હનફિયાને અહલેબૈત અ૦ ના આવ્વાના સમાચાર મળ્યા, ત્યારે બહુ ઉતાવળે તેઓ "ખીરન નામના શહેર તરફ ગયા આપની દ્રષ્ટિ જ્યારે કાળા અલમો પર પડી ત્યારે આપ બેહોશ થઇ ઘોડા પરથી પડી ગયા. અને જ્યારે હોશ આવ્યો ત્યારે પ્રથમ નજર આપની ઇમામ ઝયનુલઆબેદીન અ૦ પર પડી આપ વ્યાકુળ થઇ બોલ્યા હે મારા ભાઇના ફરજંદ! મારો ભાઈ મારી આંખોનુ નુર મારા બાપનો ખલીફા ઇમામ હુસયન અ૦ કયાં છે? ઈમામ ઝયનુલ આબેદીન અ૦ નિશ્વાસ લઇ બોલ્યા કે હુ આ વખતે આપની સેવામાં યતીમ થઇને આવ્યો છુ. પુરૂષોને કત્લ કરવામાં આવ્યા. અને બીબીઓ કૈદ થઇ હે કાકા! જો આપ તે સ્થળે હોત તો આપ જોઇ શકતે કે આપના ભાઇ કેવી કેવી વિનંતિ કરતા હતાં! છતાં પણ કોઇ તેમને દિલાસો દેનાર નહોતો નિકળતો અરે! કેવી કેવી રીતે તેઓ પોતાની હિમાયત માટે લોકોને બોલાવતાં હતાં! પરતુ કોઇ તેમની કુમક માટે તૈયાર નહોતો થાતો. છેવટે પરિણામ એ આવ્યુ કે તેમને તરસ્યા શહીદ કરવામાં આવ્યા અને એક ટીપું પણ પાણીનૂ નહિ આપવામા આવ્યુ જોકે પ્રાણી અને પક્ષિઓ સુધ્ધા આબે ફુરાતનુ પાણી નિર્ભય થઈ પીતાં હતાં, પરંતુ એહલેબૈત માટે તેમાં એક ટીપું પણ ન હતુ. આ સાંભળી મહમદ હનફિયા એક દર્દનાક આહ ખેંચી અને બેહોશ થઈ પટકાઈ પડયા.

એતો માત્ર મહમદ હનફિયા અને અહલેબૈત અ૦ ની મુલાકાત હતી પરતુ આથી તમામ બની હાશમની મુલાકાત થી શું કોહરામ મચ્યું હશે. તેની કલ્પના કરવી જોઇએ.

**મદિનામાં પ્રવેશ.**

અહલેબૈત અ૦ મદિનામા દાખલ થતાં ઇ૦ મહમદ 'સ૦ ના

રોઝા પર જ્યારે નજર પડી, ત્યારે એક કયામત મચી ગઈ અને આખાએ વાતાવરણનું રૂપ બદલાઇ ગયું. આ વખતે ઉમ્મે કુલસુમે એક શોક કાવ્ય બોલ્યા.

૧. "હે અમારા નાના નાં મદીના! અમારૂં સ્વાગત નકર અમો હસરત અને દુઃખથી તારી પાસે આવ્યા છીએ."

૨. "અમારા ભાઈના સંબંધમાં અમારા પર ત્રાસ વર્તાવવામાં આવશે, એવી જે ખબર અમારા નાનાએ અમને આપી હતી, એ ખરેખર સાચી પડી.

૩. "અમો જ્યારે તારી પાસેથી નીકળ્યાં હતાં ત્યારે આખુ કુટુંબ અમારી સાથે હતું આજે અમે એવી રીતે પાછા ફર્યા છીએ કે નથી અમારી સાથે કોઇ પુરૂષ કે નથી અમારા બાળકો."

૪, "અમારા પુરૂષોના મસ્તકરહિત શરીરો બળતી રેતીમાં પડયા છે, અને અમારા બાળકોને જબ્હ કરી નાખવામાં આવ્યાં છે."

૫. "અમે ગયા ત્યારે અમારા સરદાર હુસયન (અ૦) અમારા સ્હાયક હતા, અમે પાછા ફર્યા છીએ ત્યારે હુસયન (અ૦) પણ અમારા સાથે નથી તેમ અત્યારે કોઈ અમારો મદદગાર નથી

૬. "દુન્યામાં કોઇ સુખ સદાકાળ રહેતું નથી. જે હસ્તીથી દુન્યાની રોનક-શોભા હતી, એ આજે માટીમાં દુઃખ પુર્વક દફન છે."

૭. "અમે બરબાદ થઈ ગયા અને કોઇ અમારો વાલી નથી અમો અમારા ભાઇ પર નોહા કરીએ છીએ."

૮. "અમને શહેર શહેર ફેરવ્યામાં આવ્યાં, અને ઉટોની ખુલ્લી પીઠ પર બજારોમાં અમારો તમાશો દેખાડવામાં આવ્યો."

૯. "અમે યારીન અને તાહાની પુત્રીઓ છીએ અને અમારા ભાઈ માટે અમારી આંખોમાંથી અશ્રુધારા વહયે જાય છે."

૧૦. "અમે સંકટોમાં ધૈર્ય રાખનારા છીએ અને આજે અમો

પુરૂપ પર રડીએ છીએ જેઓ જગતના મરદાર હતા."

૧૧ "હે અમાન નાના ' તે લોકોએ હુસૈનને કત્લ ર્ક્યા, અને અમાન ન મધી અલ્લાહથી રિઆયત કરી નહી"

૧૨ "અને જનાબે ઝયનબની ચાદર તેઓએ લુટી લીધી ફાનિમાને પણ બે પર્દા કર્યા અને તેઓની મદદ કરનાર કોઈ ન હતુ."

૧૩. "અને સુકયના ગરમીના તાપથી તરસને લીધે તડપતી હતી અને પગ્વરદિગારે આલન પાસે મ્હાયની યાચના કરતી હતી."

૧૪. "જનાબે ઇમામ ઝયનુલ આબેદીનને તેઓએ અપમાન પુર્વક કૈદ ર્ક્યા અને તેમની બીમારીની હાલતમા પણ તેમને કત્લ કરવાને ઇરાદો ર્ક્યો."

આ પછી અહલેબૈત હ૦ રસુલ સ૦ ના રોઝામાં આવ્યા, અને પાક કરી પાસે આવી રડવા લાગ્યા અને પોકારી પોકારી બોલવા લાગ્યા કે હે નાના! હુસયન અ૦ ને કરબલાની ભુમીપર કત્લ કરવામા આવ્યા કાશ! આપ અમારી તે વિપત્તીઓને નિહાળતે? અમારા સરદાર ને કત્લ કરવામા આવ્યા અમને કેદ કરવામા આવ્યુ અને ખુલ્લી પીઠવાળા ઉટો પર સ્વાર કરી યઝીદ અલયહિલ્લઅન પાસે લઇ જવામા આવ્યુ.

જ્યારે રોઝાથી તેઓ વિદાય થઈ ઘરમા આવ્યા ત્યારે એકાંત ઘરને જોઈ તેઓની આંખોમાથી આસુઓ સરવા લાગ્યા, અને શએર પડવા લાગ્યા જેનો ભાવાર્થ એ હતો

ભાવાર્થ "જ્યારે અમો આલે મોહમ્મદ સ૦ ના ઘર પાસેથી નિકળ્યા તો તે ઘર નિર્જન અને અધકારમય લાગ્યો જાણે કે ઘર ખાલી છે અને ઘરમા રહેવાવાળા અમારાથી દુર છે પરન્તુ ખુદા અમને એમના આત્મિક સબધથી દુર ન રાખે જો બની હાશમનુ એક બાળક પણ કત્લ થઇ જાય તો તે જરૂર એ પાત્ર છેજ કે આખી દુન્યા તેના માટે વીલાપ કરી રડે. કે! આશુરાના દિવસ! ન તે નહોતુ જે ... દરેક શહેર પ...

રંગ થઈ ગયા; અને સુર્યને ગ્રહણ લાગી ગયું હતું.

આ પછી જનાબે ઈમામ ઝયનુલ આબેદીન અ૦ ઘરમાં દાખલ થયા.

થોડા સમય બાદ જ૦ મહમદ હનફિયા આવ્યા આપની પાસે બેસી ગયા, અને ત્યાર પછી અન્ય મદિના વાળા પણ બેસી ગયા. જે કોઇ આવતો તે બેસી જતો અને રડતો હતો એટલે સુધી કે આખુએ ઘર વિલાપ અને આક્રંદથી ગુંજાઇ ગયું ઈમામે આવનારાઓને શાંત થવા ઈશારત કરી, જ્યારે સર્વે શાંત થયા તો આપે નીચે મુજબ એક ભાષણ આપ્યું.

"હું તે ખુદાના વખાણ કરૂં છું કે જે તમામ ચીજોનો માલિક છે, અને તે એવો ખુદા છે કે જે દુર જાય તો તમામ આસમાનથી પણ દુર થઈ જાય અને જો નઝદિક થાય તો અમારી લગોલગ આવી જાય હું તેની મહાનતાના વખાણ કરૂં છું. હે લોકો! ખુદાવંદે કરીમે મહા કસોટીથી અમારી પરિક્ષા કરી છે અને અમારૂં દુઃખ તે ઇસ્લામનું મહાન દુઃખ છે. હે લોકો! ઇમામ હુસયન અ૦ કત્લ થયા અને તેનું પરિવાર કૈદ થયું આ જોઈ કોઇ એવો પણ હતો કે જે ખુશી થયો, અને કોઈ એવો પણ હતો કે જે રડયો. તેની શહાદત પર સાત આકાશો રડયા; સાગર પોતાના મોજા સાથે રડયો, ભુમી પોતાના પર્વત સાથે રડી વૃક્ષો પોતાની ડાળી સાથે રડયા અરે! સાગરની માછલીઓ સુધ્ધાં રડી ઉઠી ખુદાના સોગંદ **જો જનાબે રિસાલતમઆબ સ૦ જેમ અમારી હિમાયત કરવાનું કહી ગયા હતાં, તેમ નહિ કહેતાં તેના બદલે જો અમારૂં કત્લ કરવાનું કહી જતે તો તેઓએ જે જુલ્મ કર્યું છે તેથી વિશેષ કંઇપણ કરી શકતે નહિ.** અમારા દરેક દુઃખનો ન્યાય ખુદા પાસે છે કારણ કે તે મહાન અને બદલો આપનાર છે.

જનાબ ઇમામ ઝયનુલઆબેદીન અ૦ દરેક મુસીબતને સહન કરી શાંત જીવન ગાળવા લાગ્યા. રાતદિન ઇબાદતમાં વ્યતિત કરતા હતાં.